# દિવ્ય યાત્રા.

જહેમાં

S. S. 'તારક' અને S. S. 'હિંસક'
મારફત કરાયલી સ્વર્ગ, નરક અને
મોક્ષની સફરનું વર્ણન આપ-
વામાં આવ્યું છે.

લખનાર,
શ્રીયુત્ 'પોરબંદરી.'
મુંબાઈ.

પ્રસિદ્ધ કર્ત્તા,
'જૈનસમાચાર' ઑફિસ.
પાંચકુવા—અમદાવાદ.



મૂલ્ય રૂ. ૦-૪-૦

Life is a voyage, in the progress of which we are perpetually changing our scenes.

—Seneca.

\+ + + + +

The life of a man is a journey, a journey that must be travelled, however bad the roads or the accomodation. If in the beginning it is found dangerous, narrow, or difficult, it must either grow better in the end or we shall by custom learn to bear its inequality.



—Goldsmith.

\+ + + + +

Those who look on Mortality's ocean aright
Will not mourn o'er each billow that rolls,
But dwell on the glories, the beauties, the might.
As much as the shipwrecks and shoals.

—Eliza Cook.

શ્રી "સત્યવિજય" પ્રીન્ટીંગ પ્રેસ.—પાંચકુવા નવાદરવાજા—અમદાવાદ.

# અર્પણપત્રિકા.

S. S. 'તારક'ના તે ફતેહમંદ યાત્રાળુઓ, કે જેઓ લાંબી સફર દરમ્યાન દરીઆઈ તોફાનથી ડર્યા નહિ, 'યુવાનીના ઉપસાગર'થી મોહાયા નહિ, મોહરાજાના સામંતોથી લલચાયા નહિ અને ઉલટભેર સફર ચાલુ રાખીને અંતે 'મુક્તિપુર'ના કિનારે પગ મૂકતાંજ જ્યોતિ રૂપ બની ગયા, તે મહાત્મા-યાત્રાળુઓને અને ત્હેમના પ્રશંસકોને સાદર સમર્પણ.

*V. M. Shah.*

# વિ વે ક.

આ ન્હાના પુસ્તકને કાંઈ પ્રસ્તાવનાથી જરૂર જેવું નથી, તથાપિ આધુનિક પ્રથાને માન આપવા ખાતર બે બોલ કહેવા ઉચિત ધારૂંછું. અંગ્રેજી ભાષામાં બનીઅનનું 'પીલગ્રીમ્સ પ્રોગ્રેસ' નામનું પુસ્તક સુપ્રસિદ્ધ છે. લગભગ એવી જાતનું પણ સ્વતંત્ર રીતે લખાયલું એકાદ પુસ્તક ગુજરાતી ભાષામાં હોય તો ઠીક એમ હું કેટલાક વખતથી ઈચ્છતો હતો. એવામાં મ્હારા મિત્ર મી. પોરબંદરી કે જેઓ મુંબઈના એક વ્યાપારી છતાં આત્મજ્ઞાન જેવા ગહન વિષયના શોખીન છે ત્હેમણે એક લેખ મ્હને મોકલી આપ્યો, એવી ઇચ્છા સાથે કે ત્હેને મ્હારે મ્હારા 'જૈનસમાચાર' સાપ્તાહિકમાં જગા આપવી. આ લેખમાંના વિચાર (Sentiments) મ્હને પસંદ પડયા અને તેથી મ્હેં તે લેખ ટુકડે ટુકડે મ્હારા પત્રમાં પ્રગટ કર્યો. મ્હારા વાચકો પૈકી કેટલાકને એ લેખ એટલો ગમી ગયો કે તેઓએ ત્હેને અલાયદા પુસ્તકના રૂપમાં છપાયલો જોવા અને સંખ્યાબંધ પ્રતો ખરીદવા ઇચ્છા જણાવી. આ હકીકત લેખકને જાહેર કરવામાં આવતાં અને લેખક તરીકે ત્હેમનું નામ જાહેરમાં મૂકવાની પરવાનગી માગવામાં આવતાં, ત્હેમણે પોતાનું નામ ગુપ્ત રાખવાની સરતે, પુસ્તક છપાવવા પાછળ થવાના ખર્ચ પેટે સારી મદદ આપવાની પણ ઇચ્છા જણાવી અને તેથી તાબડતોબ આ પુસ્તક બહાર પાડવામાં આવ્યું.

મ્હારા તે મિત્રની મદદને લીધે આ પુસ્તક હું મ્હારા 'જૈનસમાચાર' સાપ્તાહિક પત્રના ગ્રાહકોને તેમજ 'જૈનહિતેચ્છુ' માસિક પત્રના

ગ્રાહકોને ( બીજી ભેટો સાથે એક વધુ ) ભેટ તરીકે આપવા શક્તિમાન થયો છું, તે માટે હું ગ્રાહક મહાશયોની તરફથી આ સ્થળે તે ભાઇનો આભાર માનું છું.

પુસ્તકને ૭ ન્હાનાં ન્હાનાં પ્રકરણોમાં વ્હેંચી નાખ્યું છે અને જેમ બને તેમ સરલ કર્યું છે, છતાં કોઇ જગાએ સામાન્ય વાચકને કઠીનતા લાગે તો કોઇને પૂછી ખુલાસો કરવાથી ઘણો રસ પડશે.

આ સાલ મ્હારા પત્રના ગ્રાહકોને જૂદાં જૂદાં ૭ પુસ્તકો ભેટ તરીકે આપી તેઓમાં જ્ઞાનવૃદ્ધિ કરવાનો મ્હેં એક નવો અખતરો અજમાવ્યો છે. આ મ્હારા સાહસનો કાંઇક ખ્યાલ મ્હારા વાચકોના મનમાં આવશે તો મ્હારો પ્રયાસ સફળ થયો માનીશ.

પાંચકુવા–નવા દરવાજા
**અમદાવાદ.**
તા. ૧–૧–૦૮.

**વાડીલાલ મો. શાહ**
અધિપતિ અને માલેક,
'જૈનસમાચાર,' 'જૈનહિતેચ્છુ' અને
'હીંદી જૈનહિતેચ્છુ.'

કેટલા ખર્ચમાં કેટલો માલ મળે છે અને તે ઉપરાંત
જ્ઞાનનો ફેલાવો અને સંઘની સેવા બજાવવામાં
મદદગાર થઈ શકો છો, તેનો વિચાર કરો.

---

## માત્ર હિસાબ ગણવા માટે !

---

## જમા—ઉધાર તપાસી જુઓ !

**જ**

૦। ભેટ નં. ૧ 'દીવ્યયાત્રા'
૦)= ભેટ નં. ૨ 'નિત્યનિયમ'
૦॥= ભેટ નં. ૩ એક અત્યંત ઉપયોગી દળદાર પુસ્તક કે જેનું નામ હવે પછી પ્રગટ કરવામાં આવશે.

---

૧) એક રૂપીઆની ભેટો.
૧) એક રૂપીઆની કિંમતનું માસિક.

---

**કુલ રૂ ૨) નો માલ મળે છે.**

**ઉ**

૧।= "જૈન હિતેચ્છુ" માસિક પત્રના ગ્રાહક થઇ ૧૯૦૮ ના એપ્રીલથી ૧૯૦૯ ના માર્ચ સુધીનું લવાજમ ૧-૬-૦ ભરવું પડે તે, કે જેના બદલામાં બાર મહીના સુધી ઉત્તમ લેખોથી ભરપુર ૩૬ પૃષ્ઠનું માસિક મળે અને ૩ પુસ્તકો જમા બાજુમાં લખ્યા પ્રમાણે ભેટ મળે. ( ૧-૬-૦ માં બધી બુકોનું પોષ્ટ ખર્ચ અને વી. પી. ખર્ચ વગેરે સમાઈ જાય છે. )

---

**૧।= કુલ ખર્ચ થાય છે.**

જ ઉ

| | | | |
|---|---|---|---|
| ०॥= | ભેટ નં. ૧ 'સુદર્શન' | ३। | "જૈન સમાચાર" અઠ-વાડીક પત્રના ગ્રાહક થઈ ૧૯૦૯ ના ફેબ્રુઆરી સુધીનું લવાજમ તથા ભેટોનું પોષ્ટ ખર્ચ વગેરે રૂ. ૩। ભરવા પડે તે, કે જેના બદલામાં બાર મહીના સુધી દર સોમવાર સોમવારે સ્વતંત્ર કલમથી લખાતું જૈન સમાચાર છાપું મળે અને જમા બાજુમાં લખ્યા પ્રમાણે ૪ પુસ્તક ભેટ મળે. (રૂ ૩। માં પેપરનું તથા ભેટોનું પોષ્ટ ખર્ચ અને વી. પી. ખર્ચ, વગેરેનો સમાસ થઇ જાય છે.) |
| ०। | ભેટ નં. ૨ 'દીવ્યયાત્રા' | | |
| ०)= | ભેટ નં. ૩ 'નિત્યનિયમ' | | |
| ०। | ભેટ નં. ૪ 'શાળો પયોગી પ્રશ્નોત્તર' | | |
| ૧। | સવા રૂપીયાની ભેટો નં. ૪ | | |
| ૩) | ત્રણ રૂપિયાની કિંમતનું અઠવાડીક પત્ર. | | |
| | **કુલ રૂ ૪।:નો માલ મળે છે.** | | **રૂ. ૩। કુલ ખર્ચ થાય છે.** |

જૈન સમાચારના ગ્રાહક થનારને જૈનતત્વ પ્રકાશ નામનો રૂ. ૫)નો ગ્રંથ માત્ર રૂ. ૨) માં મળે છે, તે લાભ તો જૂદો !

☛ 'જૈન હિતેચ્છુ' અને 'જૈન સમાચાર' **બન્નેના** ગ્રાહક થનારને **આ બધી ભેટો ઉપરાંત** "રતલામ કૉન્ફરન્સ અહેવાલ" નામની બુક પણ ભેટ મળશે.

**વેપાર સમાચાર, રાજકીય ખબરો, વગેરે બાબતોનો પણ હવેથી આ પેપરમાં સમાવેશ થશે.**

In its true light this transient life regard;
This is a state of trial, not reward.
Though rough the passage, peaceful is the port.
The bliss is perfect, the probation short.
Of human wit beware the fatal pride;
A useful follower, but a dangerous guide:
On holy faith's aspiring pinious rise;
Assert your birthright and assume the skies.
Fountain of Being! teach us to devote
To Thee each purpose, action, word and thought!

—Hannah More.

+ + + + +

Whatever happens, happy in the mind,
Be thou serene, nor at thy lot repine;
He 'scapes all ill whose bosom is resigned,
Nor way nor weather will be always fine.
Besides, the home's not here, a journey this,
A pilgrim thou, then hie thee on thy way;
Look up to God, intent on heav'nly bliss,
Take what the road affords, and praises pay.
Shun brutal lusts, and seek thy soul's high sphere,
So truth shall yield thee or from hurt or fear.

—Chaucer.

# દિવ્ય યાત્રા.

## ( ૧ )

## ગર્ભપુરી બંદરે S. S. 'તારક.'



હમણાં રાત્રી અને દિવસની વચ્ચેનો શાન્ત વખત છે. આકાશ, સાધુ પુરૂષોનાં હૃદય જેવું કેવળ સ્વચ્છ છે. અરૂણે સુવર્ણની કુંચી વડે પૂર્વ દિશાનો મ્હોટો દરવાજો ઉઘાડયો અને ઘોંટાયલી દુનિયાને જાહેર કર્યું કે " જીંદગીનો અડધો ભાગ તો સૂતા, હવે કામે વળગવાનો વખત થયો છે." રસ્તામાં રમતા નિશાળીઆઓ જેમ દૂરથી શિક્ષકને ભાળી નાસી જાય તેમ અરૂણ સારથીએ જ્હેના આવાગમની છડી પોકારી છે એવા સૂર્યને આવતો જાણી તારાઓ એક પછી એક પોતાનું મ્હોં સંતાડવા લાગ્યા! પૂર્વ તરફનાં વાદળાંએ સૂર્ય દેવના આગમનને આદરમાન આપવા રંગબેરંગી સા-

થીઆ પૂર્યા. વસંતઋતુની વનલીલા જ્યહારે નવરંગી વૃક્ષો સાથે ક્રિડા કરતી હતી ત્યહારે રસીલી પુલકળીઓ ઉન્હાળાની મોસમની ગરમી લઈને પ્રભાતના પવન વડે ખીલવાને આતુર થઈ રહી હતી.

પાનખર ઋતુમાં નિરાશ થઇ ગયેલાં પક્ષીઓ ઉન્હાળાનાં નવપલ્લવ વૃક્ષો પર આવીને કિલકિલ કરતાં હતાં અને ફુલવાડીઓનાં સુંદર ફળો જોઇ આનંદી બનતાં હતાં. એક તરફ રસીલી કોયલ ટહુકા કરતી હતી. બીજી તરફ સારસ, મોર, ચકોર, અને શુક–સારિકાઓ મનોહર કંઠથી રળીઆમણાં ગીત ગાતાં હતાં. હવે તો ભક્ત જનો પણ પ્રભાતીઆં, 'સાધુ વંદન' આદિ લલકારવા લાગ્યા. શહેરમાં આવેલા મંદીરોમાં ઘંટનાદ શરૂ થયા. ઉપાશ્રયોમાં સાધુજીઓ પોતપોતાની પ્રજ્ઞા મુજબ સંઘ સમક્ષ પ્રભુની વાણી સંભળાવવા લાગ્યા અને ' ધન્યવાણી મુનીરાજ ! 'ના ઘોષથી તે વાણી વધાવી લેવામાં આવતી. તે વાણી સાંભળવા આવનારો વર્ગ બહુધા વૃદ્ધાવસ્થાને પામેલો જરીપુરાણો હતોઃ યુવાનોને ત્યહાં જવામાં સુગ આવતી હતી, કારણ કે જહેમને ચઢવા તઢવા બોલવામાંજ આનંદ ત્હેમને 'મુહ–પતિ' અગર વાચાને કાબુમાં રાખનાર સાધન કેમ ગમે ? વળી કોટ—વેસ્ટકોટ વગર બેસવું એને તેઓ કદાચ પ્રાપ્ત કરેલી વિદેશીય કેળવણીને હીનપદ લગાડનારૂં ધારતા હોય, એમ પણ બોલાતું હતું.

પાસેના ખંડમાં ન્હાનાં બાળકો નવકાર મંત્ર અને સામાયિક શિખતાં હતાં અને 'માટી—મંકોડા' કહી કહી હસતા હતા. એક સજ્જન તરીકે કેમ બોલવું કે કેમ કપડાં પહેરવાં એટલું પણ નહિ જાણનારો એક ત્રણ રૂપીઆ પગારનો શિક્ષક હમણાં સંઘપતિના ઘરનું શાક પાણી લેવા ગયો છે અને વિદ્યાર્થીઓ પેંડા રૂમાલ અને પતાસાંનાં ઈનામ ફરી કચ્હારે મળશે એ સંબંધી વાતોમાં મઝા માણી રહ્યા છે. 'જૈન ટ્રેનીંગ કૉલેજ' ના અભાવે આ બિચારાં બાળકો જીંદગીનો ઉત્તમમાં ઉત્તમ ભાગ વ્યર્થ ગુમાવે છે એ જોઈ દયાનું આંસુ પાડવા હમણાં ત્યહાં કોઈ સંત પુરુષ હાજર નથી.

જૈનનો એક વર્ગ હમણાં દ્રવ્યપૂજામાં લાગી ગયો છે. "સામાયિક તો નિર્ધન હોય તે કરે" અથવા "સંપૂર્ણ શુદ્ધતા વગર ભાવક્રિયા ન કરવી એજ ઉત્તમ છે" એમ કહી દ્રવ્યપૂજામાં રાચી રહેલાં સેંકડો સ્ત્રીપુરુષો રંગબેરંગી વસ્ત્રો પહેરી બનીઠણી પ્રભુને પોતાના રૂઆબનાં દર્શન કરાવવા ડોલતાં ડોલતાં જાય છે.

આવા આનંદી વખતે મદથી છાકેલા સાગરમાં બાષ્પજહાજ (સ્ટીમર) 'તારક' (S. S. TARAK)* ઉભી છે.

---

* S. S = Steam Ship = બાષ્પજહાજ, વરાળ બળથી ચાલતું વહાણ.

સેંકડો લોક દૂર ઉભેલી એ સ્ટીમરમાં યાત્રા કરવા માટે ન્હાના મ્હોટા મછવામાં બેસી સ્ટીમર તરફ જાય છે. એક 'સ્ટીમ લૉન્ચ'માંથી** બહાર નીકળી એક તરૂણ સ્ટીમર 'તારક' ની સીઢી પકડે છે અને ત્હેની પાછળ બીજાં ૮–૧૦ માણુસો ત્હેને જોતાં ઉભાં રહ્યાં છે.

"ભાઇ આત્મચંદ્ર! હોંશીઆર રહેજો, દેહનાં જતન કરજો અને સુખરૂપ મુસાફરી કરી વહેલા વહેલા ઘેર પધારજો." એક વયોવૃદ્ધ સ્ત્રી કે જે આ મમતાળુ શબ્દો ઉપરથી આ વાર્ત્તાના નાયક આત્મચંદ્ર મુસાફરની જનેતા જણાતી હતી તે બોલી.

"બહુ સારૂ, માતાજી! ત્હમારી કૃપાથી હું સુખરૂપ મુસાફરી કરી શકીશ. પણ કદાચ મ્હને ઘેર ફરતાં વિલંબ થાય તો ચિંતા કરશો નહિ. કારણકે દરીઆઇ મુસાફરી હમેશ પરતંત્ર છે તે ત્હમે કય્હાં નથી જાણતાં? મ્હારા પિતાએ ઘણા પૈસા ખરચીને આ સ્ટીમરના** છેક છેવટના બંદરની ટીકીટ લઇ આપી છે. ત્ય્હાં પહોચતા પહેલાં હું વચ્ચેનાં બંદરો જોતો જઇશ તેથી, તથા કોઈ વખતે તોફાન નડે તેથી, ઘેર પહોંચતાં વાર પણ લાગે; જો કે મ્હેં મનોનિગ્રહ, જ્ઞાન+ ઇત્યાદિ એવાં સાધનો પાસે રાખ્યાં છે કે

---

* સ્ટીમ લૉન્ચ, એટલે વરાળથી ચાલતો મછવો. ન્હાની આગબોટ.

* * છેક છેવટનું બંદર (Terminus) એટલે **મોક્ષપુરી.**

જેથી સ્ટીમર ભાગે તો પણ હું સહીસલામત રહી શકીશ''

આત્મચંદ્રે બે હાથ જોડી નમસ્કારપૂર્વક કહ્યું અને પછી સ્ટીમરની સીઢીનાં પગથીઆં ચ્હડી ગયો. ત્હેને વળાવી ત્હેના કુટુંબીઓ 'સ્ટીમ લૉન્ચ' માં પાછા ચાલ્યા અને હવે સેંકડો યાત્રાળુઓ વચ્ચે આત્મચંદ્ર પોતાને એકલા જેવો માનવા લાગ્યો. કુટુંબવિયોગથી ત્હેનું મ્હોં સહજ કરમાયું. તે નિઃશ્વાસ મૂકતો નહોતો પણ ત્હેના હૃદયમાં હજારો નિઃશ્વાસ ભરાઇ રહ્યા હોય એમ ત્હેની મૂખમુદ્રા કહેતી હતી.

મુકરર કરેલો ટાઇમ થતાં સ્ટીમર 'તારકે' બંદર છોડી પોતાની ગતિ આગળ ચલાવી અને વિકટ 'સંસાર-સાગર' માં પોતાનો રસ્તો લીધો.



---

+ દરિયામાં તોફાન વખતે ઉતારૂઓની સહિસલામતી માટે 'લાઇફ બોટ' વગેરે સાધનો સ્ટીમરોમાં રાખ્યાં હોય છે, તેમ સંસારસમુદ્રમાં મુસાફરી કરનારને નડતાં અનેક સંકટો સામે સહીસલામતી માટે મનોનિગ્રહ, જ્ઞાન વગેરે સાધન ગણવામાં આવ્યાં છે.



( ૨ )

# 'તારક' ના ઉતારૂઓમાં તોફાન.

---



આત્મચંદ્ર વિયોગદુઃખને વિસારવા કેબીનમાં-થી બહાર આવી કૅપ્ટનની કેબીન કે જે ત્હેની કેબીનની બાજુમાંજ હતી ત્હેમાં ગયો. તે કેપ્ટન કે જહેનું નામ વિવેકચંદ્ર હતું તે ઘણો બાહોશ અને આત્મચંદ્રના સ્વભાવને તદ્દન મળતો હોવાથી, કલાકેકના અરસામાં બેઉ વચ્ચે સ્નેહની શરૂઆત થઇ. બન્ને એક વિચારના હોવાથી કેબીનમાં બેઠા બેઠા જીવ, અજીવ, પુન્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ આદિ ફીલસુફી-તત્વ સમ્બન્ધી વાર્ત્તાવિનોદ કરતા હતા. એટલામાં સ્ટીમરના દૂરના ભાગમાંથી શોરબકોર સંભળાયો. બેઉ જણે તે તરફ કાન માંડયા. અવાજે ગમ્ભિર સ્વરૂપ પકડયું અને જો ! પેલો ખલાસી દોડતો આવી ખબર આપે છે કે, ઉતારૂઓ સામાન્ય વાતચીત પરથી તોફાન પર આવી ગયા છે.

તરતજ કૅપ્ટન અને આત્મચંદ્ર ગરબડાટ થતો હતો તે ભાગ તરફ ગયા; અને લોકોને શાન્ત કરવા પ્રયત્ન આરંભ્યો. પણ વાત ઘણી રંગપર આવી હતી. લોકોએ પોતાનું સમતોલપણું ખોઇ નાખ્યું હતું અને કલેષનું કાળું વાદળ ઘણું ઘેરાયેલું હતું. આ વાદળનો ઘેરો જરા વધારે લાંબો વખત રહેત તો કાંઇક ખેદકારક બનાવ બનત, પણ સદ્‌ભાગ્યે કૅપ્ટન તે વખત આવ્યા આગમચ આવી લાગ્યે અને પોતાને મળેલી સત્તાથી અને બાહોશીથી લોકોને બીલકુલ શાન્ત કરી આ તોફાનનું કારણ પૂછ્યું. શાન્ત થયેલા ટોળામાંથી એક માણસ બોલ્યો કે, "સાહેબ! અવકાસનો સમય ગુજારવા અમો બધા અત્રે એકઠા થઇ સામાન્ય ધર્મચર્ચા કરતા હતા; આ ટોળામાં ભિન્નભિન્ન ધર્માવલંબીઓ છે, તેઓએ પોતાનો ધર્મ ખરો છે તે સમજાવવા પ્રયત્ન કર્યો. જો આટલુંજ કરવામાં આવ્યું હોત તો કલેષનું કારણ બનત નહિ, પણ તેઓ આગળ વધી પોતાનો કક્કો ખરો ઠરાવવાને માટે બીજા ધર્મોને નિન્દવા લાગ્યા, અને તે ઉપરથી આ કમનશીબ બનાવ બન્યો."

કૅપ્ટને સર્વને ઉદ્દેશીને કહ્યું:–"ભાઇઓ! ધાર્મિક ચર્ચા આ રીતે નહિ કરતાં, મધ્યમપણે અને થોડા સમય પહેલાં અમેરિકામાંના ચિકાગોની 'ધર્મની પાર્લામેન્ટ' માં થઇ હતી તેમ, શાંત રીતે થવી જોઇતી હતી; પણ બન્યું

તે બન્યું. તે માટે હવે શોચ કરવો નકામો છે. સદ્ભાગ્યે ત્હમોને ધર્મની લાગણી છે, તો ભવિષ્યમાં ત્હમે ત્હમારા દેહ સાથે દેશનો ઉદ્ધાર કરી શકશો. ત્હમો અત્રે બેઠેલા પૈકી ઘણાક ધર્મની દરકારવાળા છો, તો ત્હમારી સમક્ષ આત્મિક ધર્મનું એક વ્યાખ્યાન-ભાષણ થવું જરૂરનું છે, એમ હું માનું છું; કે જ્હેના શ્રવણથી અત્રેના કલેશનું કારણ 'ધર્માન્ધતા' આપોઆપ અદ્રશ્ય થશે." શ્રોતાઓને આ કથન ઘણું પ્રિય લાગ્યું અને વ્યાખ્યાન માટે તેઓએ સંપૂર્ણ ઇચ્છા જણાવી.

કૅપ્ટને અને આત્મચંદ્રે માંહોમાંહે મસલત કર્યા બાદ કૅપ્ટને જાહેર કર્યું કે, "આવતી કાલે બપોરના એક વાગે આ સ્ટીમરની આરામની જગ્યા કે જ્યહાં વિશાળ ખુલ્લો ભાગ છે ત્યહાં દરેક જીજ્ઞાસુએ આવવું; ત્યહાં શ્રીયુત્ આત્મચંદ્ર આત્મિક ધર્મપર વ્યાખ્યાન આપશે." હર્ષના નાદ વચ્ચે ટોળાએ તે વાત ઉપાડી લીધી અને સઉ ત્યહાંથી પોતપોતાની જગ્યાપર પ્હોંચી ગયા.

સ્ટીમરે હવે કિનારો મૂકી વિશાળ દરિયામાં પ્રવેશ કર્યો હતો એટલે પોતાનો ચાલવાનો વેગ વધારી પૂર ઝડપ પકડી હતી. આસ્તે આસ્તે સૂર્યનારાયણ પણ સંતાકુકડીની રમત રમતાં અદ્રશ્ય થયા. અંધારૂં સર્વત્ર ફેલાયું.

---



## (૩)

# શ્રીયુત્ આત્મચન્દ્રનું વ્યાખ્યાન.





રફતે રફતે રાત્રી ખલાસ થઇ. પ્રભાતનો સમય થયો. ઉતારૂઓ જાગૃત થયા. સૌ પોતપોતાનું નિત્ય કર્મ કરી ખાઇ પીને બપોરના એક વાગતાના વ્યાખ્યાનની રાહ જોતા બેઠા. કાળ પોતાનું કામ નિયમીત રીતે કર્યે જાય છે, તે મુજબ રફતે રફતે વ્યાખ્યાનનો સમય આવ્યો, એટલે સર્વ ઉતારૂઓ આગલે દિવસે કૅપ્ટને ઠેરવેલે સ્થળે એકઠા થયા અને વક્તાની રાહ જોતા બેઠા. મુકરર કરેલો સમય થતાં વિવેકચંદ્ર સાથેજ આત્મચંદ્ર આવ્યો અને બન્નેએ પોતાની બેઠક લીધી. મેળાવડામાં સર્વત્ર મુખપર શાન્તિ સાથે આનન્દ છવાઇ રહ્યો. બરોબર એક વાગતાનો ઘંટાનાદ થયો. આત્મચંદ્ર

ગોઠવેલા સ્ટેજ*પર ખડો થયો અને પોતાના ભાષણની શરૂઆત કરી.

મહેરબાન કૅપ્ટન સાહેબ તથા વિધવિધ ધર્માવલંબી બાંધવો ! ત્હમો વિધવિધ ધર્મપન્થિઓ વચ્ચે ગઇ કાલે ધર્મની સામાન્ય ચર્ચામાં જે ચકમક ઝરવો શરૂ થયો હતો તે જોઇ ખરેખર મ્હને દિલગીરી થઇ હતી. ધર્મ એ એવો પરમ શાન્ત શબ્દ છે કે, ત્હેના તળીઆ સુધીમાં પણ ક્રોધ કે દ્વેષનું નામ માત્ર ન હોઈ શકે. દરેક સંપ્રદાયે 'ધર્મ-દાઝ' તો અવશ્ય રાખવી જોઇએ, પણ 'ધર્માન્ધતા' ને બીલકુલ તિલાંજલી આપી હોય તેવાનેજ હું 'ધર્મી' કહી શકું. હું કોઈપર અંગત ટીકા કરવા માગતો નથી, પણ ગઇ કાલે જે વાદળ ઘેરાયું હતું ત્હેનું કારણ ધર્મને નામે વેચાતું અજ્ઞાન હતું. તે ખોટે રસ્તે પ્રભુને મળવાનો જો ઇરાદો રાખતા હશો તો લાંબા સમયે પણ સત્ય-શોધન થવું અશકય છે. મ્હેં મ્હારી બુદ્ધિ અનુસાર જૂદા જૂદા ધર્મોનું રહસ્ય તપાસ્યું છે. દરેક દર્શનમાં ચંચુપાત કર્યો છે, ને તે સર્વનું અવલોકન કરતાં જે ઉચ્ચ સ્થિતિને પામેલા ધર્મો છે તે દરેકમાં આત્મિક ધર્મ થોડે યા ઘણે અંશે રહેલો જોયો છે. પણ પૂર્ણ તપાસ કરતાં જૈન દર્શ-નનાં આત્મજ્ઞાન સંપૂર્ણ રીતે પ્રકાશવામાં આવ્યું જણાય

* સ્ટેજ—લાકડાની ઉંચી બેઠક.

છે. જૈન ફીલસુફી-તત્વજ્ઞાન-અધ્યાત્મ જ્ઞાન એવી પૂર્ણતાની હદ ઉપર મૂકવામાં આવ્યું છે કે ત્હેનો સંગ થતાં, જેમ વિજળીનું ઘર્ષણ થતાં ત્હેને લગતાં યંત્રો ચાલુ થઇ, ત્હેના બળથી તુરત ધારેલે સ્થળે પ્હોંચે છે, તેમ જૈનતત્વ-ફીલસુફને કોઇપણ ઠેકાણાની અટકાયત થયા સિવાય તે સિધ્ધો મોક્ષ નગર અખંડાનન્દ ભોગવવા પહોંચી જાય છે. મ્હારો અનુભવ તો આગ્રહપૂર્વક આમ માને છે. અને તે હું આગળ વધતા મ્હારા ભાષણથી આપને સંતોષકારક રીતે પુરવાર કરી આપીશ.

પ્રિય બાન્ધવો ! આ વિષય આત્મિક ધર્મ દર્શાવનારો હોઇને આ મોહાવરણથી છવાયેલા સંસારમાં ઐહિક પરાક્રમના સંબંધમાં કશું બોલવાની જરૂર નથી; પરંતુ મોહની દ્રષ્ટિગમ્ય અવદશાના પડદા પાછળ પરોક્ષ રહેલી સુક્ષ્મ-જીવન સમ્પતિઓના વૃક્ષનો ફાલ દર્શાવવા આ ઉપક્રમ કરેલો છે. દ્રવ્ય ( સ્થૂલ ) દ્રષ્ટિથી જોનાર પુરૂષ વૃક્ષની સ્થૂલ સંપત્તિથી આકર્ષાઇ, થડ-મૂળ આગળ જઇ, વૃક્ષ ઉપર ચ્હડી, ત્હેનાં પુષ્પ ફળ તોડે છે. ભાવ દૃષ્ટિથી જોનાર ચિત્ત સ્વગૃહાદિક એકાંત સ્થાનમાં પુષ્પનો સુવાસ પામી, તે સુવાસના મૂલભૂત સમીપસ્થ પણ અદૃષ્ટ પુષ્પને શોધે છે. અને તેથીજ ભાવદૃષ્ટાઓની દૃષ્ટિ પાસે ભાવજીવન સૃષ્ટિ ખડી કરવાનો પ્રયત્ન આ વિષયમાં કર્યો છે.

જ્ઞાન એ એક ઉત્તમ વસ્તુ છે, અને તે વિના સદ્દગતિના રસ્તાપર રહ્હી શકાતું નથી. ત્હેમાં પણ સાહિત્યનો ઉચ્ચ ઉપયોગ, જીવનની ઉત્કૃષ્ટ ભાવનાને અને ઉદાત્ત રસને સં-સ્કારવામાં છે. તો બુદ્ધિ રૂપ વેલીને ત્હડવાને અને ટકવાને માટે શાસ્ત્રો રૂપ મહા વૃક્ષની આવશ્યકતા છે. બુદ્ધિને શુદ્ધ પરમ વ્યાયામ તર્કશાસ્ત્ર આપે છે તેવી બીજી વસ્તુ જવ-લ્લેજ આપી શકે છે; ને વ્યવહારમાં તેમજ નિશ્ચયમાં જ્ઞા-નાજ્ઞાનની-સત્યાસત્યની પરીક્ષા કરતાં શીખવે છે; વળી વ-સ્તુઓના લાઘવગૌરવની તુલના કરવાનો અભ્યાસ કરાવે છે. જે બુદ્ધિના વ્યાયામ માટે શમ શાસ્ત્રનું પ્રયોજન છે તે બુદ્ધિના સનાતન અન્નરૂપે આપણા દેશમાં આત્મિક વિષ-યના શાસ્ત્ર ગણાતાં આવ્યાં છે. એ ગણના અતિ યોગ્ય છે. એ શાસ્રથી હૃદયને એવું કવચ મળે છે કે, સંસારના ઘા એને ભેદવાને પામતા નથી. અને એવી રીતે ઐહિક લાભ અને અન્ય રીતે લોકાન્તર લાભ આપણને આપવાને માટે શ્રી વીરપ્રભુએ પોતાની આર્ય પ્રજાને આ શાસ્ત્રોરૂપ અક્ષ-ય્ય દાયભાય—વારસો મૂકેલો છે.

ઉપર જણાવ્યા મુજબ તર્કશાસ્ત્ર અને આત્મિકશાસ્ર જેમ જરૂરી છે તેમ, ન્યાય શાસ્રના અભ્યાસની પણ જરૂર છે. પગે ચાલનાર મનુષ્યના હાથના ચલનથી, ત્હેના પગની ગતિને અદ્રષ્ટ આશ્રય મળે છે; તેવી રીતે ન્યાય શાસ્ત્રના

સંસ્કારથી ઇશ્વરશોધનમાં સૂક્ષ્મ પ્રકારે શક્તિ અને ગતિ વધે છે; માટે તેવા મોક્ષગમનમાં સાહાય્યકારી શાસ્ત્રાભ્યાસની આવશ્યકતા છે.

આ દેશમાં આર્ય પ્રજાને સંસ્કૃત અને માગધી ભાષા જ્ઞાન કલ્યાણુને માટે આવશ્યક છે. આ ભાષાના જ્ઞાન બીજનો વિકાસ થતાં, અનેક શાખાઓ ઉપર ઉભરાતાં પાંદડાઓના અને ફળ પુષ્પના ભારથી લચી રહેતું વૃક્ષ ઉભું થાય છે. માટે આવાં સિદ્ધાંતો શીખવા, માત્ર શબ્દના ઇંદ્રજાળ પેઠે નહિ પણ જીવમાન પ્રાણરૂપે, સ્ફુરતા રાખવી જોઇએ. એટલું સમજાવવા માટેજ આટલો પ્રયત્ન, ત્હમારો વખત રોકી, અત્રે કર્યો છે.

આ સંસારમાં સામાન્ય રીતે સર્વ પોતાના ગુણ જુએ છે, પણ પોતાના દોષ કોઇ જોતું નથી. કવીકુલ ચુડામણી કાળીદાસ કહી ગયા છે કે **सर्वःकान्तमात्मीयं पस्यति**. પોતાના દોષ શોધવાની વૃત્તિ અને શક્તિ થોડા મનુષ્યમાં હોય છે અને જ્યહાં હોય છે ત્યહાં ઉચ્ચ બુદ્ધિનું અને નિષ્પક્ષપાત સાત્વિક વૃત્તિનું પરિણામ હોય છે.

પોતાની બાહ્ય સમૃદ્ધિની ન્યુનતા સહુ સમજી શકે છે. અને વધારે બુદ્ધિવાળા આગળ પોતાની બુદ્ધિ હારી જતી, બુદ્ધિમાન મનુષ્યો સમજી જાય છે, પણ પોતાના હૃદયમાં વિકારનો ઉદય હોય તે કાળે તે વિકારનો ઉદય અને તે

મોહાવરણની ત્યાજ્યતા સમજી શકનાર પ્રાજ્ઞ મનુષ્યો વિ-
રલ હોય છે. અને ત્હેમાં પણ એ દોષને દ્રષ્ઠ કરી ત્હેનો
નાશ કરવાની સફલ કળા તો મનોજયનું સ્પષ્ટ લક્ષણ છે.
મનોજયને ઉદ્દેશીનેજ શાસ્ત્ર કહેછે કે, જે પવનવડે વાદળું
વેરાઈ જાય છે તેજ પવનવડે વાદળું ચ્હડી આવે છે ને વ-
રસે છે. તેજ રીતે, જે મનવડે જ્ઞાન વેરાઇ જાય છે, તેજ
મનવડે જ્ઞાન સુસ્થિત થઇ ફળ આપે છે.

આ અસાર સંસારને અંતે સારરૂપ પરમ સત્ય પામવાના
અધિકારને નિર્ભય માર્ગે જવા ઉપર હવે કાંઇક દૃષ્ટિપાત
કરવાનો આપણે પ્રયત્ન કરીશું. આ સંસારની પર્યાપ્તિ " દુઃખ,
ચિત્ત, અને જીવન " એ ત્રણ શબ્દવડે કરી લીધેલી છે.
દુઃખને સમયે ધારી લેવું કે—

" સુખ દુઃખ સરજ્યાં દૈવે દયા ધરીને એમ,
" કડવાં મીઠાં ઔષધો પાય જનેતા જેમ;
" દુઃખ દેવું પણ દૈવનું દયા ભરેલું કામ,
" અતિ દયાથી રોગીને દેછે વૈદ્યો ડામ. "

લી. જી. ક.

વળી મહાત્માઓએ કહ્યું છે કે–"**दुःखे दुःखाधिकं पश्य,**"
પોતાના દુઃખની વેળાએ વધારે દુઃખવાળા પારકા મનુષ્ય
ઉપર દ્રષ્ટિ કરવી. દુઃખ રૂઝાવવા માટે આવું બહારનું ઔ-
ષધ છે તો ત્હેનું અંતરનું વિષ મૂળમાંથી કહાડી નાખવાને

શાસ્ત્રોનું વચન સ્મરણ કરવું કે—**मनःएव मनुष्याणां कारणं बंध मोक्षयो:**—મનુષ્યોના બંધ અને મોક્ષનું કારણ મનજ છે. કર્મોદયથી પ્રાપ્ત થયેલું દુઃખમય ભાગ્ય પણ વેઠી લેવાનું છે. તે વેઠતાં વેઠતાં દૈવપર અસંતોષ આણવા કરતાં 'મ્હારાં કૃતકર્મની કમાઇ ભોગવ્યા વગર છુટકો નથી' એમ વિચારી, સંતોષથી તે દુઃખને અમૃત પેઠે પી લેવું. સમય, આર્ત્ત અને રૌદ્ર ધ્યાનથી નહિ, પણ ધર્મ અને શુકલ ધ્યાનથી વીતાડવો. દુઃખનું આવી રીતે નિવારણ કરવું. એક વિદ્વાને કહ્યું છે કે:—

"દુઃખ સંસારનાં નથી સાચાં,
"મન માનવનાં છેક કાચાં."

આ કાવ્યનું જો હાર્દ સમજીએ તો દુઃખ કાંઇ વસ્તુ માત્ર નથી. હવે દુઃખના કારણભૂત ચિત્તનો ઉપર કહેલાં બંધ અને મોક્ષ રૂપ ફલના કારણ રૂપ મનમાં સમાસ કરવો અને ચિત્તનો મોક્ષ મનવડે કરવા પ્રયાસ કરવો. અને જીવન માટે તો મ્હેં ઉપર ઘણું કહ્યું છે. એક વિદુષી બાનુ કહે છે કે—

" જીવવું છે થોડું, માટે ભવની રમ ભવાઇ,
" ઉચ્ચ લોહી, ઉચ્ચ મરણ, સુખે રહે ગવાઇ."

હવે થોડું જીવવાનું છે તે દરેક જીવે લક્ષ્યમાં રાખવાનું છે. "ભવની તો ભવાઇ છે" તે પણ ધ્યાનમાં રાખ-

વાનું છે અને તેથી વિપત્તિથી મોહ અને ગભરામણ છોડીને, બંધ થયેલાં મોહાવરણનાં દ્વાર ઉઘાડી નાખી ખુલ્લા મેદાનમાં બહાર પડીને, સિંહની પેઠે મોહ અને શોક રૂપ શત્રુને પંઝાતળે કચરી નાખવા, સિંહની જેમ પોતાનું સ્થૂળ ઉદર ભરવા પ્રયત્ન નહિ કરતાં મનુષ્ય પેરે ટેક રાખવાની અને પરાઇ દાઝ જાણવાની ઇચ્છા રાખવી.

દુઃખને વખતે કેવી રીતે વર્તવું તે ત્હમોને ઉપર દર્શાવી ગયો છું. હવે બાહ્ય (લૌકીક સુખ) સંપત્તિ પણ કેવી આપદાકારક છે તે જણાવીશ.

સંસાર જ્હેને દુઃખ ગણે છે ત્હેને પોતાનું કલ્યાણકારી ગણી લેવું અને સંસાર જ્હેને સુખ ગણે છે ત્હેની ઉપેક્ષા કરવી. સામાન્ય રીતે જોઇએ છીએ તો સામાન્ય મનુષ્યો જડ બની સુખ અને દુઃખ ઉભયના બળથી ચંપાઇ જાય છે. સુખને હૃદય સાથે ચાંપે છે; અને દુઃખના ભાર નીચે જાતે ચંપાઇ જાય છે. આ ઉભય ક્રિયાઓ જડ દ્રષ્ટિની છે. અને ત્હેને માટે કહેલું છે કે—" જડ મનુષ્ય દિવસે દિવસે વધારે પાપી, વધારે ક્રુર અને વધારે ખેદકારક દશાને પ્રાપ્ત થાય છે." ત્ય્હારે ચિત્ત જેવા મહાત્મા બ્રહ્મદત્તને ઉપદેશે છે કે, જે પુદ્‌ગલિક સંપત્તિઓ છે તે જો ચિત્તને પ્રિય થઈ પડી તો ત્હેમના આરંભ અને પરિગ્રહ વધી જાય છે. હું ત્હેમને મ્હોટી આપત્તિઓ જેવી માનુ છું. વળી

સંપત્તિઓ, વિપત્તિઓનું સ્થાન છે. અને જ્યહાં લક્ષ્મી હોય છે ત્યહાં વિપત્તિઓનાં દ્વાર ઉઘડી જતાં હોય તેમ થઇ તે ધસી આવે છે. સાક્ષર શ્રી ડાહ્યાભાઇએ યોગ્ય કહ્યું છે કે,

"કંઇ નથી સુખ સાધન ધનમાં,
"સાપ બહુ વસતા ચંદનમાં."

આવી રીતે સ્થૂલ સંપત્તિ રૂપ ચંદનમાં વિકારો રૂપ સાપ હમેશ નિવાસ કરે છે. સંપત્તિ અને વિપત્તિ બન્ને વસ્તુને એક સરખી ગણનાર જે અલ્પસંસારી ભવ્ય જીવ હોય છે, તે પોતાના પરાક્રમી ચિત્તને મહા અભ્યુદયના ધોરી રસ્તાપર મુકે છે અને ત્હેના શ્રેયનો મ્હોટો ઉદય આરંભે છે. જ્યહારે અન્ય જીવોમાં સત્યનો આભાસ પડે છે તોપણ વાસનાની લોલુપતામાંથી મુક્ત રહી શકતા નથી; ત્યહારે આ 'મોક્ષનાં મોતી' માત્ર 'નિર્જરા'નેજ શોધે છે, અને ઉચ્ચ સ્થિતિએ પુગતાં પાપ કે પુન્ય તરફ નજર પણ કરતા નથી. (કારણ કે તે રસ્તાઓ 'બંધ'ના હેતુઓ છે.) વળી ઉપર જણાવેલા અન્ય જીવો (જહેનો ઉધાર ધર્મ છે, નગદ ધર્મ નથી) વિષયોને બિભત્સ કહે છે, દેહને ક્ષણિક કહે છે, આયુષ્ય વહી જતું કહે છે, અને બન્ધુઓના મળેલા સમાગમને ભેગા મળેલા પ્રવાસીઓનો ક્ષણિક સમાગમ કહે છે, આ સંસાર અસાર અને નિરસ છે માટે ત્યાજ્ય છે એમ કહે છે, અને એવાં અનેક વચન બોલે છે, તે માત્ર

તેઓના મુખમાંજ હોય છે પણ ક્રિયામાં હોતું નથી. પણ તે વચનોની સત્ય નિષ્ઠા જાણીને ત્હેને ક્રિયામાં મૂકનાર તો કોઇકજ 'મોક્ષના મોતી' પુણ્યાત્મા હોય છે. પુણ્યાત્માઓના હૃદયોમાં સંસારનો ત્યાગ આવી રીતે રમી રહેલો હોય છે.

આવી રીતે મહાભ્યુદય પામનાર ચિત્તને જે ઉપસમ ભાવ પ્રાપ્ત થાય છે તેટલાથીજ તે ઉદય ભાવની સમાપ્તિ થતી નથી. જેમ પ્રથમ કુસુમોદય થાય છે અને પછી ફળોદય થાય છે તેમ આવા ઉપસમ ભાવને અંતે એ શાંત હૃદયમાં ક્ષયોપસમ ભાવ ત્હેની મેળે થાય છે. આવા ઉત્તમ ભાવે રહેલા પુરૂષને 'સાધુ' કહેવાય છે, કે જ્હેના હૃદયમાં સર્વ ભૂતો ઉપર કરૂણા, સત્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ રમી રહ્યાં હોય છે. જ્હેનું ચારિત્ર વિશુદ્ધ છે, જ્હેણે સમ્યકત્વ રૂપ ચાવીથી ધર્મનો દરવાજો ખોલ્યો છે અને જે વિદ્વાન હોવા છતાં એમ જાણે છે કે હું અજ્ઞ છું, જે જ્ઞાનથી અજ્ઞતા ટળે છે એવા જ્ઞાનના સાધનથી મ્હારૂં અજ્ઞાન ટળશે એવી શ્રદ્ધાનો પટ જ્હેના હૃદયમાં બેઠો છે અને તે જ્ઞાનનો ઉપયોગ જેણે ક્રિયાની ગતિમાં મૂકયો છે એટલે કે જ્ઞાન સહ પરમ ક્રિયાવંત છે, એવા વિદ્વાન–ક્રિયાવાનના એ હૃદયમાં જે બુદ્ધિઅગોચર છે એવું તત્વ જાતેજ રહી જાય છે. પાણીના બંબામાંથી પવન આદિ વિઘ્નોને બંબો ફેરવનાર પુરૂષો કહાડી નાખે છે ત્હેની સાથેજ તે બંબાના નળમાં

પાણી વેગભર વ્હડે છેઃ તેમ બંબા જેવા હ્રદયમાંથી વિ-
કાર આદિ વિઘ્નો ખસી જતાં તત્વ એ હ્રદયમાં જાતેજ
પ્રકટ થવા માંડે છે. ધર્મોદય રૂપ કુસુમના ઉદયને પગલે
આવો ફલોદય થવા માંડે છે. આ જન્મમાં થયેલો આવો
ફલોદય શરીર પડતાં બંધ પડતો નથી. પણ ગતિનો મોક્ષ
કરે છે અને કદાપિ મોક્ષ થતો નથી તો સદ્ગતિ–ઉચ્ચ
સ્થિતિ અવશ્ય પામે છે. એવી ઉત્તમ આર્યોની ઉત્તમ
શ્રદ્ધા અતિ પ્રાચીન કાળથી ચીરંજીવી રહેલી છે. એ ઉપ-
સમ ભાવના ફળરૂપ ક્ષયોપસમભાવ ક્ષાયિક ભાવ જે હ્રદ-
યમાં આમ પ્રગટ થાય છે, તે હ્રદયમાં જીવનની સફલતા,
ઇશ્વરનું સ્વરૂપ, નિવૃત્તિનું બળ, નવે રૂપે પ્રગટે છે.

આવી રીતે આત્મબોધ પામવાથી આ જીવનમુક્તનું
શુદ્ધ ચિત્ત શુદ્ધજ રહ્યાં કરે છે. અને કસાયાદિ ( ક્રોધ,
માન, માયા, લોભ ) વિકારોથી અશુદ્ધ થવા પામતું નથી.
પોતાની આપત્તિ વેળાએ રાખવાની ધીરજ, પોતાની દિવ્ય
સંપત્તિ વેળાએ રાખવાની જગન્મિત્રતા ( મૈત્રિભાવના ),
સર્વના સુખથી સુખી થવા જેવી અને દુઃખથી દુઃખી થવા
જેવી કોમળતા, અને પોતાની તેમજ પારકી સમ્પતિ વિ-
પત્તિમાં સર્વના રસમય મિત્ર થવાની શક્તિ, રાગદ્વેષથી
વિમૂખ રહેવાની ઇચ્છા, એ સર્વ ગુણ–ક્રિયાઓમાં આ જીવન-
મુક્તના જીવનનું આરોગ્ય છે, એ જીવનની શુદ્ધિ છે.

એનો ઇશ્વર સાક્ષાત્કાર, આનંદ અને સમાધિ છે. જે જીવ ક્ષયોપસમ કે ક્ષાયિક ભાવ પામે છે ત્હેના જીવનની સફ-ળતા આવી રીતે થાય છે. આવા સફળ જીવનમાં અને યથા-શક્તિ ઇશ્વર સાક્ષાત્કારમાં પ્રકટ થયેલો મુક્તભાવ કેટલો સમય ટકી રહે છે તે જોવાનું છે. અધ્યાત્મ દર્શનથીજ પ્રકૃતિનું બળ ન્યુનતમ થઇ જાય છે; અને તે પછી શાન્ત આનંદ એક નવી શક્તિરૂપે ઉભરાય છે. શરીર સુખ દુઃખ અનુભવે, શરીરના પરમાણુઓ અને પ્રજાઓમાં ફેરફાર થાય; તોપણ આ આનંદ સદોદિત–સમ સ્વરૂપ રહે છે. મહાત્મા શ્રી ગજસુકુમાલજીને માથે ધગધગતી અ-ગ્નિની પાળ બાંધવામાં આવી તોપણ ત્હેના ઉત્કૃષ્ટ મનને કાંઇપણ ઇજા થઇ નહિ. શ્રી મેતારજ મુનિને અસહ્ય પ-રિસહ આપવામાં આવ્યા છતાં વૃત્તિ અને વ્યાધિને વશ નહિ થતાં અડગ રહ્યા. વીતરાગ દેવો શ્રી આદિનાથજી તે-મજ શ્રી મહાવીર પ્રભુને આવા ઉપસર્ગ અનેકવાર આવે-લા. પણ તે તરફ તેઓશ્રીએ બીલકુલ નજર વટીક કરી નહોતી. આનું કારણ તેઓનું લક્ષ્ય તદ્દન શાન્તઃ આનન્દ-માં નિમગ્ન હતું. અર્વાચીન સમયમાં જુઓ શ્રી જુઠા ત-પસ્વીજી નામના એક મહાપુરૂષ થઇ ગયા છે, જેઓ પરિ-સહની ગંજાવર ટેકરીઓ અડગ મને પસાર કરી ગયા છે. સિનેકા જેવા તત્વજ્ઞાનીની નસો રોમના ક્રુર મહારાજ ની-

રોની આજ્ઞાથી કાપવામાં આવી હતી અને ત્હેમાંથી રૂધિર વહી જતું હતું તે કાળે તીવ્ર વેદનાથી ત્હેનું શરીર દોડતું અને તરફડતું હતું, તોપણ એ દોડાદોડ અને તરફડાટ કરતાં કરતાં એ મહાત્માએ પાસે બેઠેલા સ્નેહીઓને તત્વોપદેશ કર્યો; અને તે ઉપદેશ કરતાં કરતાં ત્હેનો દેહ પડયો. ઉક્ત મહાત્માઓ અદ્રશ્ય થઈ ગયા તો પણ ત્હેમના મહોદયના બળે ત્હેમને, અને ત્હેમના જેવા અન્ય શ્રદ્ધાવંત —ક્રિયાવંત અને જ્ઞાનવંત તપસ્વીઓ ગુપ્ત રત્નો પેઠે જ્યહાં પ્રકાશતા હોય ત્યહાં ઉભેલી એ તપોમય જ્યોતિને, આપણું હૃદય માનની નજરે જુએ છે.

એક આત્માર્થી વિદ્વાને કહ્યું છે કે 'અર્થને તું નિત્ય અનર્થ રૂપજ ગણ, કારણ કે ત્હેમાં સુખનો લેશ પણ નથી' એ વાત સત્ય છે. જ્હેની પાસે ધન છે, ત્હેને પોતાના પુત્રની પણ બ્હીક રહે છે, એવી આ સંસારમાં રીત પડી છે. વળી આ સંસારમાં ઉત્પન્ન થયેલું કાંઇપણ અંત સુધી કુશળ હોય એવું મ્હને દેખાતું નથી; અને ઘણા ઘણા પુણ્યે કરી માણસો જે દ્રવ્યાદિક સુખ મેળવે છે, ત્હેનું પરિણામ જોઉંછું અને વિચાર કરૂંછું ત્યહારે મ્હને ભય થાય છે; કારણકે મ્હોટા પુણ્યના ઓઘવડે આપણે અનેક વિષયો અને દ્રવ્ય વગેરે સંસારનાં સુખ સ્વિકારીએ છીએ. અને એ વિષય વધીને એવા મહાન ઢગલા થઈ જાય

છે કે તે વિષયના ભોગવનાર વિષયીને સુખને ઠેકાણે વ્યસન થઈ પડે છે; માટે કામનામય પુણ્ય પણ બંધ રૂપ છે. આપણા લોક ધર્મ કરે છે ત્હેમાં કોઇક મુમુક્ષુજ નિર્જરામય ધર્મ કરે છે, બાકીનો મ્હોટો ભાગ તો ત્હેમાંથી કાંઇક પુણ્ય થાય અને ધન મળે કે સાંસારિક સુખ મળે, એવી કામનાથી ધર્માચરણ કરે છે. કામના રાખવી એ એક જાતનો લોભ છે, અને કામનાથી કરેલો ધર્મ સકામ કહેવાય છે, અને કામના સિવાયનો કેવળ મોક્ષ મેળવવા માટે ધારેલો ધર્મ તે નિષ્કામ ધર્મ કહેવાય છે. આ સંસારમાં સાર કહેવાતા સુખ માત્રને શાસ્ત્રોએ વિષય, કામભોગ વિગેરે ઉપનામ આપ્યાં છે. રાજા અને કારભારીની પદવી પણ વિષય છે, અને દ્રવ્ય પણ વિષય છે. તો આવા વિષયની કામનાથી જે પુણ્ય કરે છે કે ધર્મ કરે છે, ત્હેને તે પ્રતાપે તે વિષય મળે એટલે તે પુણ્ય અને ધર્મ સમાપ્ત થાય છે. અને ત્હેનું ફળ પુરૂં થઇ રહે છે, ત્યાર પછી ભોગવેલા વિષય પોતાનું દુષ્ફળ આપવું શરૂ કરે છે. મહાપુણ્ય કરી કષ્ઠ વેઠી તપ કરી માણુસ દ્રવ્ય મેળવે તો પછી તે દ્રવ્ય પોતાનું ફળ શું આપે ? એ શાન્તિભંગ પરિગ્રહથી શું શું વિટંબણાઓ વેઠવી પડે છે, તે આપણે અત્રે બેઠેલા પૈકી હરેકે આ સંસારમાં સારી રીતે જોયું છે. આ સહુ વિચારીએ છીએ ત્હારે ત્હેનો છેવટનો સાર એ નિકળે છે કે, સકામ

ધર્મ અને સકામ પુણ્યનું ફળ દુઃખદાયક છે. વળી સકામ ધર્મ આચરનારના હાથમાંથી મળેલું (ક્ષણિક) સુખ પાછું જતું રહે છે; જ્યહારે નિષ્કામ (નિર્જરા) ધર્મ આચરનારનું કલ્યાણ શાસ્વતું સર્વ કાળને માટે છે.

મુમુક્ષુજનો દેહમંદિરમાં રહેલા પૂર્ણ શુદ્ધ શ્રી આત્મદેવને પ્રત્યક્ષ કરી ત્હેને પરમાત્મા સાથે એકતાર લગાડી પોતે શુદ્ધ રૂપ બની, જ્ઞાનાદિ અનેક ગુણો જેવા પ્રભુમાં છે તેવા પોતાના પણ જાણી અનુભવી પ્રકટ કરવા પ્રયત્ન કરે છે. મુનિ દેવચંદ્રજીએ કહ્યું છે કેઃ—

"સ્વ સ્વરૂપ એકત્વતા સાધે પૂર્ણ નંદ હો ચિત,
"રમે ભોગવે આત્મા રત્ન ત્રયી ગુણ વૃંદ હો મિત."

આપણે દુઃખને ગાંઠીએજ શું કરવા? દુઃખને કહીએ કે ત્હમારે જેટલું આવવું હોય તેટલું આવો, પણ અમે તો સુખીજ રહીશું. મ્હારૂં કહ્યું માનો તો, મ્હારા ભાઇઓ! દુઃખને ગાંઠશો જ નહિ. દુઃખી અનાથતામાં મનુષ્યને ઉગારનાર એક વસ્તુ છે, અને તે ત્હેમના પોતાના સંસ્કાર છે, ત્હેમનો ઇશ્વરપરનો વિશ્વાસ છે. એ સંસ્કાર, એ વિશ્વાસ, એ દર્શન, એ ત્રિપુટી મળીને એક વસ્તુ થાય ત્હેનું નામ આત્મજ્ઞાન.

સામાન્ય રીતે કોઇ મનુષ્ય મરવા ઇચ્છતું નથી, પણ જીવવું ઇચ્છે છે. જીવનને બાહ્ય સુખમાં ગાળવાના સાધન

જહેને શાસ્ત્ર 'પ્રેયો વસ્તુ' કહે છે ત્હેની અભિલાષા રાખી ત્હેને માટે આખી જીંદગી પ્રયત્ન કરે છે, અને એ પ્રયત્ન-પરંપરામાં એ જીવન સમાપ્ત થાય છે. આવી વ્યક્તિની જીવન ઇચ્છા વાસનાજન્ય કહેવાય છે. આથી ઉલટી રીતે કંઇક વિરલ મનુષ્યો–મનુષ્યદેહધારી મહાત્માઓ–મનુષ્યાવતારને સફળ કરવા ધારે છે. તેઓ જે વસ્તુમાં આ સફળતા દેખે છે તે ઉક્ત પ્રકારની પ્રેયો વસ્તુથી ભિન્ન છે, અને ત્હેને શાસ્ત્ર 'શ્રેયો વસ્તુ' કહે છે. પોતાના જીવનને આ શ્રેયો વસ્તુને સાધન રૂપ ગણી ઉચ્ચ જીવન પૂર્ણ કરે છે પણ 'પ્રેયો વસ્તુ' ન શોધતાં, બાહ્ય સુખને યોગ્ય ક્ષેત્ર ન શોધતાં, અભ્યંતર સુખ પ્રત્યે એમના જીવનને તપોમય કરી નાખે છે. અને એ તપોમય જીવનની ઇચ્છા ભાવના જન્ય હોય છે. એ જીવનને માટે આરંભેલા આ તપમાં જ એ જીવની કર્તવ્યતા માત્ર સમાપ્ત થાય છે. એ તપમાં એ જીવનનો ધર્મ સમાપ્ત થાય છે. એ તપ અને જીવન જાતે જ પરમ યોગનો એક પ્રકાર છે. આવા નિષ્કામ તપોમય જીવનનેજ શાસ્ત્રે વખાણ્યું છે.

આપણે કહી ગયા છીએ કે પ્રેય શોધનારી અને શ્રેય શોધનારી, એમ બે જાતની જીવન ઇચ્છા છે. તેમ બે જાતના ભાવ છે. એક લૌકિક અસદ્‌ભાવ, અને બીજો ધર્મ બોધિત સદ્‌ભાવ. લૌકિક અસદ્‌ભાવવાળો મનુષ્ય અપ્રિય વ-

સ્તુના દુઃખના ભારથી દબાઇ ત્હેને દુર કરવાનો માર્ગ આયુષ્યને તોડી નાંખવામાં શોધે છે. ધર્મબોધિત સદ્ભાવવાળો તેથી દુર રહે છે. ધર્મબોધિત સદ્ભાવ એક રીતે કોઇક ધર્મના સાધન રૂપે પ્રાપ્ત થાય છે. જીવવાનો પ્રયત્ન કરતાં મોક્ષ મેળવવાનો તેઓનો પ્રયત્ન સતત્ હોય છે. આ મોક્ષગામી યોદ્ધાઓ ધર્મયુદ્ધ કાર્યમાં મરવું સાધનરૂપ હોય ત્હેનો ભય ન રાખતાં, તેઓ મૃત્યુની દાઢો ઉઘાડી મૃત્યુના મુખમાં પ્રવેશ કરે છે. આવા યોદ્ધાઓના પ્રકાશિત દાખલાઓ આપણા શાસ્ત્રોમાં પુષ્કળ છે. શ્રી ગજસુકુમારજી અને અયવંતાજી મહાત્માઓનાં ચિરંજીવ નામો તે માટે જળહુળી રહ્યાં છે.

ધર્મપરાયણુતા, તપ, અને યોગ, એ અધ્યાત્મ જીવનની મૂળ વસ્તુઓ છે. બાહ્ય સુખ અને દુઃખની ઉપેક્ષા પણ અભ્યંતર સુખની અપેક્ષાએ ઉભયના યોગવાળું જીવન; તેમજ એ બન્ને ગ્રન્થિઓથી ગુંથાએલું જીવન એજ અત્યુત્તમ છે. આવા વિષમ સમાગમવાળો—વિરોધાભાસવાળો જીવનપ્રવાહ સીધે રસ્તે વાળવો એ દીર્ધસુત્રીની દક્ષતા છે. ઉકત જીવન અનેક નામે અને અનેક રૂપે આ દેશના કંઇક આર્યો અને આર્યાઓને પોતપોતાના ધર્મજીવનની યાત્રાઓમાં શ્રેષ્ટ ભાવના રૂપે થોડા યા ઘણા અંશે પ્રાપ્ત થાય છે.

દરેક મનુષ્યે દુઃખોદયે અસ્ત બની અકર્ત્તવ્ય કરી બેસી

નહિ રહેતાં સદ્કર્ત્તવ્ય કર્યાંજ કરવું, એ આર્ય પ્રજાનું લક્ષણ છે. એ આર્યતા જ્હેનામાં જણાય ત્હેના ભાવિ વિષયે આર્યો "અમર આશા" રાખે છે. સાક્ષર શ્રી મણીલાલે કહ્યું છે કે—

"કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે"

તો ઉક્ત 'અમર આશા' થી આ લોકમાં એ આર્ય શરીર પડશે તો દિવ્ય લોક તે માટે સિદ્ધ થશે, એવી આશા અમરજ છે. ત્હ્યારે સામાન્ય લોકસંઘ પ્રારબ્ધ ભોગના પાશમાં બંધાઈ જઇ, ભાગ્યને સહુ વાત સોંપી દઇ અસ્ત થાય છે, ગમે તો મરણને ઇચ્છે છે, ગમે તો પાપાચરણથી ઐહિક લાભ શોધે છે, અને ગમે તો સિંહની ગર્જના સાંભળતાં ગાયોથી નથી નસાતું, ને નથી સામા થવાતું, તેમ કેવળ શોકમય, અને ભયમાં ડુબી કમ્પાયમાન જીવન ગાળે છે. આ સર્વનું કારણ "તામસી વૃત્તિ" છે. તો તે વૃત્તિને ખેસવી, તે સ્થળે "સાત્વિક વૃત્તિ" ગોઠવવા દરેક મનુષ્યે પ્રયત્નવંત થવાની પહેલી આવશ્યકતા છે. અને દુઃખ માત્રને ભૂલી જઇ, તે દુઃખતિમિર વચ્ચે સદોદિત રહેવા અને આ ધર્મના કારણરૂપ અંતર્જ્યોતિને હૃદયમંદિરમાં પ્રતિષ્ઠિત કરવા તેમજ શોકને સ્થાને આત્મિક સુખ ખડું કરવા પ્રયત્ન કરવો. દુઃખને સમયે દરેક માનવે પોતાની મીનીટ બુકમાં લખી રાખવું કે "આપણે માથે

કાંઇ પણ દુઃખ આવી પડે ત્હારે આપણાથી વધારે દુઃખ જ્હેને હોય ત્હેના તરફ જોવું," શકિત પ્રમાણે, સ્થિતિ પ્રમાણે અને અધિકાર પ્રમાણે સર્વ મનુષ્યો માથે ધર્મબન્ધન પ્રાપ્ત થાય છે, પણ કોઇકિનાં ધર્મબન્ધન ત્હેની સ્થૂલ વૃત્તિઓના બળથી પરોક્ષ રહે છે, તો કોઇકની સ્થૂલ વૃત્તિઓ ત્હેમના ધર્મબન્ધનને વશ રહે છે. જ્હેમના ધર્મબન્ધન પરોક્ષ થાય છે, ત્હેને વિષયબન્ધન પ્રાપ્ત થાય છે, અને જ્હેનાં વિષયબન્ધન છુટે છે ત્હેમને ધર્મબન્ધન પ્રાપ્ત થાય છે. ઉભય બન્ધનથી પરાધિનતા પ્રાપ્ત થાય છે; પણ વિષયબન્ધનથી દુઃખનું પરિણામ આવે છે, ત્હારે ધર્મબન્ધનથી કેવળ સ્વસ્થતાજ પ્રાપ્ત થાય છે; અને સુખ તેમજ દુઃખ ઉભય પદાર્થોનું બળ અસ્ત થાય છે. એટલું જ નહિ પણ વિષયબંધન જ્યહારે ત્હેમના બન્ધિવાનના હૃદયમાં દીનતા અને અનીશતા ભરે છે; ત્હારે ધર્મના બંધનથી બંધાયેલાં હૃદય દીનતાથી મુકત રહે છે. અને કલ્યાણ કરવાની તેમ કલ્યાણ પામવાની ઇશતાને પામે છે. આવા આત્મિક ધર્મબન્ધનથી બળવંતા જીવ પોતાની સ્થૂલ નિર્ધનતાથી નિર્ધન ન બને, દુઃખપ્રકોપને કાળે અસ્ત ન થાય, અને સર્વાવસ્થામાં કલ્યાણપ્રદ ઇશતાને ધારી શકે. એ ઇશતા એની સ્થૂલ નિર્ધનતાના અંધકાર વચ્ચોવચ્ચ એના સૂક્ષ્મ ધન રૂપ સુવર્ણજ્યોતિને પ્રકટાવે. વિપત્તિઓ-

ના જે ભાર નીચે ચગદાતાં સંસારી સ્ત્રીઓ અને પુરૂષો શોક-ગ્રસ્ત બની રૂવે છે, અથવા પાપબુદ્ધિમાં પ્રવર્તે છે તેવાજ ભાર નીચે આવી પડેલ આત્માર્થી જીવ ઉક્ત ઇશતાએ એને સુકૃત્યોથીજ કૃત્યવતો કરી આત્મસ્થ પ્રાણુથી બળવંતો રાખે છે. આ ઇશતારૂપ જ્યોતિ, એનામાં એવી સ્મૃદ્ધિ ભરે છે કે ત્હેને લોકને ઉપલે છેડે જતાં વિલંબ થતો નથી.

ગૃહસ્થો ! કોઇનું પણ અકલ્યાણ કરવું એ અસુરી વાસના છે. ત્હેમાં કિંચિત્ પણ લાભ થતો નથી. એક ન્હાનું બાળક પણ મ્હોટા મ્હેલને સળગાવવાની શક્તિ ધરાવે છે. પણ કોઇનું કલ્યાણ કરવાની વૃત્તિ અને શક્તિ એ ઉભયમાંથી એકની પ્રાપ્તિ દુર્લભ છે; તો એ ઉભયના સંયોગની પ્રાપ્તિ તો પરમ પુનિત ઉચ્ચ જીવનવાલા આત્માર્થીનેજ થઈ શકે એમાં શું આશ્ચર્ય ! એ પ્રાપ્તિ ધર્મબંધનને સ્વિકારનાર જ મેળવી શકે છે. અને ઇશનું અને જીવનનું સામ્ય શાસ્ત્રે કહેલું છે તે વિષયે એમ સમજવાનું છે કે, જીવ આવા સંયોગથી જે ઇશિતાને અનુભવે છે અને અનુભવાવે છે ત્હેને ઉદ્દેશીને તે કહેલું છે. યશ ઇચ્છો નહિ, ઉપકૃત જન ઉપકાર માને એમ ઇચ્છવું નહિ —અને પોતે નિષ્તૃષ્ણ રહી પોતાના સ્સૂલ યા સુક્ષ્મ દ્રવ્ય ધન સંગ્રહમાંથી અવિજ્ઞાન દાન કરવાની શકિત–વૃત્તિ રાખવી.

હરેક મનુષ્યે પોતપોતાતા હૃદયના ભોમીયા રહેવું.

અને વળતી ક્ષણેજ પોતાનો દેહ પડવાનો નક્કી ગણી. તે પછી ત્હેની શી અવસ્થા થશે ત્હેનો તર્ક કરી, ત્હેનો ઉપાય પ્રથમથી કરી મુકવાનો પ્રયત્ન કરવો.

જીવતાં પોતાની ચિન્તા કરવી અને મરતાં પાછળના પોતાઓની ચિન્તા કરવી; જીવતા અહંતા મમતા ભરી વાસનાઓ રાખવી અને મરતાં મમતા ભરી વાસનાઓ રાખવી; આ સર્વ ચિન્તાભાર અને વાસનાબન્ધન સામાન્ય મનુષ્યોના ( બાળ જીવોના ) સંસારને રચે છે, અને ત્હેમને સુખદુ:ખથી રંગે છે. પુદ્ગળ, કર્મ અને જ્ઞાનથી જાણીતા પંડીત જીવના હૃદયની સૃષ્ટિ આથી ભિન્ન પ્રકારની હોય છે. જીવતાં ત્હેને પોતાની ચિન્તાનાં કારણ લક્ષમાં હોવા છતાં એ ચિન્તા કરે નહિ, પણ કર્મપ્રવાહ ત્હેને જ્યહાં જ્યહાં ધકકેલે ત્યહાં ત્યહાં પોતાના ધર્મરૂપ પ્રાણથી તરવાનો પ્રયત્ન કાંઈ પણ જંતુને અશાન્તિ ઉપજાવ્યા સિવાય કરે અને ચિન્તા, ભાર, અને વાસનાને બાજુએ મુકી દ્રવ્ય વસ્તુ પરહરી ભાવ વસ્તુમાં પ્રવર્તે.

શાસ્ત્ર દ્રષ્ટિએ આપણે તપાસીશું તો પ્રાણી માત્રનાં શરીર અને, મન જીવન શાસ્રના અને માનસ શાસ્ત્રના નિયમો જાણ્યાવિના તે નિયમો પાળે છે. મનુષ્યોનો મ્હોટો ભાગ વ્યાકરણ શાસ્ત્રના નિયમો જાણ્યા સિવાય તે :નિયમો પાળે છે. અને વિદ્વાનો પણ બોલવામાં કે લખવામાં વા-

કયે વાકયે એવા નિયમોનું ધ્યાન કરતા હોય એમ નથી, તેમ છતાં એ નિયમો જાતેજ પળાય છે. આજ રીતે સાધુજનોના હૃદયમાં અને ત્હેમની વૃત્તિઓમાં સત્કર્મના નિયમો સ્વાભાવિક રીતે પળાઇ જાય છે. દુષ્ટ હૃદયો દુષ્ટ પ્રવૃત્તિ ભણી જેવી રીતે દોરાય છે તેવીજ રીતે સાધુ હૃદયો, આમ શુદ્ધ અને સાધુ ધર્મમાં સ્વભાવથી પ્રવૃત્ત થાય છે. ઇંગ્રેજીમાં કેટલાક વિદ્વાનો Conscience એટલે અંતઃકરણને Divine Voice એટલે ઇશ્વરનો પ્રત્યક્ષ આદેશ ગણે છે તે આવા ભવ્ય અને સુર્લભઓથી સાધુ હૃદયો માટેજ સત્ય છે.

સહૃદયો ! સમુદ્રતીર આગળના પર્વત ઉપર બેઠેલા બાલકનો ફેંકેલો પત્થર કેવા ઉંચા સ્થાનથી અગાધ સમુદ્રને તલીયે જાય છે, તેમજ રાજ્યાસનપર બેઠેલા બાલકના પરોપકાર આખી પ્રજાના મર્મસ્થાનમાં પ્હોંચી શકે છે ! આ પરોપકારનો વિકાસ એ ઉચ્ચ સ્થાનને લીધે થયો. એ પરોપકારને માટેનું બળ તો એ બાળકના હસ્તમાં હોય તેટલુંજ હતું. એજ બાળક પર્વતને ઠેકાણે ઘરના ઉમ્મર ઉપર રહી અતિશ્રમથી આકાશમાં પતંગ ઉરાડે, તેમ રંક ઘરમાં જન્મેલું બાળક કુટુમ્બને સુખી કરે તો ત્હેના પરોપકારનો સંકોચ ત્હેના સ્થાનને આભારીછે, અને તે માટેનું ત્હેનું બળ તો પર્વત શિખર જેવા રાજ્યાસન ઉપરની પોતાની અ-

વસ્થાને કાળે કરવું પડયું તેટલુંજ પ્રયોજે છે. માટે અવ-સ્થારૂપ પડને દુર કરી ત્હેની નીચે રહેલા જીવે ધર્મકાર્યમાં કેટલું બળ કર્યું અને કેવો ધર્મ પાળ્યો એ જોવા પામીએ ત્યહાંસુધી ત્હેની તુલના શુદ્ધ થતી નથી. આવી તુલના શુદ્ધિ પ્રાપ્ત કરી પછી વિચાર કરવાનો છે કે, અમુક વ્યકિતએ પોતાનો સનાતન યજ્ઞ કેવી રીતે પ્રજ્વલિત કર્યો. ઉકત દ્રષ્ટિએ જીવન અને સંસાર એક મહાયજ્ઞરૂપ છે ત્હેમાં સર્વ મનુષ્યના ત્રણ વર્ગ થાય છે. કનિષ્ટ, મધ્યમ અને ઉત્તમ. કનિષ્ટવર્ગ, બીજા જીવો પાસેથી માત્ર પોતાનો સ્વાર્થ સાધે છે પણ બદલો કાંઇ આપતા નથી. મધ્યમ વર્ગ, અન્ય જીવો પાસે સેવા કરાવે છે તેમ ત્હેમની સેવા કરે છે પણ ખરા. એકંદરે તેઓની સેવા સકામ હોય છે. ત્હેમના હૃદયમાં શિષ્ય પુત્રાદિકપર પ્રીતિ હોય છે પણ એ એવી વાસના સાથે હોય છે કે આ શિષ્ય યા પુત્ર મ્હને વૃદ્ધાવસ્થામાં કામ લાગે. આવી પ્રીતિ ઘણી હોય તોપણ પ્રીતિનો બદલો શોધવાની આવી કામના હોય છે. અને તે કામના પૂર્ણ ન થાય તો તે પ્રીતિ રાખનાર નિરાશ થાય છે, દુઃખી થાય છે અને બદલો ન વાળનાર શિષ્ય, પુત્રાદિક પર ક્રોધ કરે છે. આ-મનાથી ભિન્ન ત્રીજો શ્રેષ્ટ વર્ગ, કોઇ પણ પાસેથી બ-દલો લેવાની આશા વગર નિષ્કામ પરોપકાર કરે છે અને પુત્ર, શિષ્ય તેમજ અન્ય જીવોને સમાન ગણે છે. જેમ

આપણે રેલવે ગાડીમાં ઘણી ભીડમાં બેઠા હોઇએ ત્યારે દુર ઉભેલા મનુષ્યને ઉભો રહેવા દઇ પાસે ઉભેલાને જગા આપી સગવડ કરી આપીએ છીએ, અને આમ કરવામાં દુર ઉભેલા તરફ આપણને દ્વેષ નથી અને નજદીક ઉભેલા પર રાગ નથી, બન્ને સરખા છે, પણ તટસ્થભાવે નજીક-વાળાની સગવડ કરી આપીએ છીએ; તેમજ ઉકત આત્માર્થી પુરૂષો પોતાના કહેવાતા માણસ ( પુત્ર કુટુમ્બાદિક યા તો શિષ્ય વર્ગ) સાથે પોતાનું વર્તન ક્રિયામાં રાખે છે પણ દ્રષ્ટિમાં નહિ. વળી આત્મા અને પરમાત્મા વચ્ચે અભેદ ભાવ સમજનારે આ સિદ્ધાન્ત ગોખી રાખવો કે શાસ્ત્રોએ પોકારીને કહ્યું છે કે, સર્વ ભૂતોમાં સમદ્રષ્ટિ રાખે નહિ ત્હેને જ્ઞાની કે વિરાગી કહી શકાય જ નહિ.

અધ્યાત્મ વિચાર સાગરમાં ઉતરતાં પહેલાં ધારી રાખવું જોઇએ કે, આ દુનીયામાં જે સઘળું ઠાઠ ઠમાકવાળું દેખાય છે તે તમામ કૃત્રિમ અને પુદ્‌ગલીક વસ્તુ છે, અને તેથી ખોટું છે. ફકત આપણામાં જે પરમાત્મા તુલ્ય આત્મા વસે છે તેજ સત્ય છે. છતાં પણ પ્રશ્ન થાય છે કે, એ ખોટું પણ પ્રતિબિમ્બ શાથી જણાય છે? તો ત્હેનો ઉત્તર એજ કે સર્વ ઇન્દ્રિઓ બંધ છતાં સ્વપ્ન આપણે શાથી દેખીએ છીયે? ( ઉત્તર ) નિદ્રાની શકિતથી દેખીએ છીએ. તેજ પ્રમાણે આ સર્વ રચના ખોટી છતાં

કર્મ અને પુદ્‌ગલની શકિતથી ખડી થઇ જણાય છે. પણ તે સત્ય જોતાં આત્મામાં એટલે જોનારના પોતાના આત્મામાં જ દેખાય છે.

પ્રિય શ્રોતાજનો ! હવે હું ધ્યાન કે જે મુકિત મેળવવાનું પરમ સાધન છે તત્સમ્બન્ધે કાંઇક બોલીશ. ધ્યાન ચાર છે; આર્તધ્યાન–રૌદ્રધ્યાન–ધર્મધ્યાન અને શુકલ ધ્યાન. પ્રથમનાં બે ધ્યાન ત્યાજ્ય છે; કારણ કે ત્હેના ઉદયથી નરકાદિ ગતિ મળે છે. એ ધ્યાનનું વર્ણન કરવું જરૂરનું નથી. કારણ કે તેઓ જાતેજ ઉદયભાવમાં રહેલાં છે, એટલે તે શીખવ્યાં પ્રાપ્ત થતાં નથી; પોતાની મેળેજ તે હરેક સાધારણ માણસને પ્રગટ થાય છે. પણ બાકીનાં બે ધ્યાન ક્ષયોપસમ અને ક્ષાયિક ભાવમાં રહેલાં છે, કે જે ભાવ ઉદય ભાવની માફક સ્વયમેવ પ્રકટ નહિ થતાં, અભ્યાસથી પ્રાપ્ત થાય છે. તો તેવો અભ્યાસ અત્રે કરાવવાની જરૂર હોઇ ઉકત છેલ્લા બે ધ્યાન માટે ટુંકમાં વર્ણન કરીશ.

ધર્મ અને શુકલ ધ્યાન પ્રાપ્ત કરનાર મનુષ્યે હમેશ ચિંતવન કરવું કે સર્વજ્ઞ ભગવાને નિ:સ્વાર્થે જે તત્વો કહ્યાં છે, ત્હેમાં કાંઇ શંકા કરવા જેવું નથી. વળી સર્વ દુ:ખનું કારણ રાગદ્વેષાદિનું બંધન એજ છે. માટે હે જીવ ! એ બંધન તોડી સુખી થા; આ ચૈતન્યને શુભ અશુભ એ બે પ્રકારનાં કર્મો અને ત્હેનાં શુભ અશુભ વિપાક ( ફળો ) રૂપી

સોનાની તથા લોખંડની બેડી લાગેલી છે. તેથીજ ભવભ્રમણ થાય છે. જ્યહારે તે બન્ને તુટશે, ત્યહારેજ પરમ શાન્તિ મળશે. દરેક મનુષ્યે શ્રીવીતરાગ દેવે શાસ્ત્રમાં જે ફરમાન કર્યાં છે તે મુજબ વર્તવું, ચારિત્ર ધર્મ અંગિકાર કરવા પ્રયત્ન કરવો, ગુરૂ આદિકનો ઉપદેશ સાંભળવો અને શાસ્ત્ર વાંચવા તરફ લક્ષ હરદમ રાખવું, કે જેથી:અધ્યાત્મ જ્ઞાનના ગર્ભમાં પ્હોંચી શકાય છે. વળી ઉક્ત ધર્મ અને શુકલ ધ્યાનીઓના વિચારની હારમાળા હરદમ એવી ચિંતવના કર્યા કરે છે કે " આ જગતમાં જે પુદ્દગલીક પદાર્થ છે તે સર્વ અનિત્ય છે. હે આત્મન્! તું ત્હેને શાશ્વતી માની બેઠો છે. પરંતુ જ્ઞાનબળે કરી ભૂલ સુધાર ને ત્હેના પરની પ્રિતિ ઉતાર. અને જ્ઞાન, દર્શન ( સમ્યકત્વ ), ચારિત્ર, એ રત્નત્રયી છે ત્હેની સાથે પ્રીતિ જોડ. આ જગતમાં ત્હને કોઇ સહાયભૂત નથી."

જ્હેને તું સ્વજન મિત્રાદિ માને છે, તે ત્હારૂં જ્યહાં સુધી પુણ્ય ચાલે છે ત્યહાં સુધી ત્હારી ખબર પૂછશે, પણ પુણ્ય ખલાસ થયે ત્હારી સામું પણ નહિ જુએ. અને તેથીજ, પરમાત્મા શ્રી વિતરાગ દેવ દેવાધિદેવ છે ત્હેનુંજ શરણુ સાચું છે. વળી તું આવ્યો પણ એકલો અને જવાનો પણ તેજ રીતે. આ શરીર, લક્ષ્મિ આદિ તો જડ છે, અનિત્ય છે. અને તું તો ચેતનરૂપ નિત્ય છે. ત્હારા

આત્મિક ગુણ (જ્ઞાનાદિ) તું ભુલી જાય છે, તે યાદ કરી, ત્હેની સાથે ફરી મૈત્રી કર. આ ચતુર્ગતિ રૂપ સંસારમાં ત્હેં અસહ્ય દુઃખ સહ્યાં છે. હવે પુણ્યયોગથી સદ્ધર્મની પ્રાપ્તિ થઇ છે તો ચેત, અને બહિરાત્માને દમી, અંતર પ્રકૃતિઓને મારી, જીનેશ્વર ભગવાને બતાવેલ રસ્તે ચાલ. વળી અનન્ત દ્રવ્યરૂપ આ જગત છે, ત્હેમાંના એક દ્રવ્યનું સ્વરૂપ લઇને ત્હેની ઉત્પત્તિ, ક્ષય અને પર્યાય, એનું શબ્દથી અર્થમાં અને અર્થથી શબ્દમાં ચિંત્વન કર, વિચાર. ઉત્પત્તિ આદિ પર્યાયના જેટલા દ્રવ્ય છે ત્હેના એકત્રપણા અભેદ્યપણા તથા આકાશાદિ પ્રદેશનું અવલંબન શું છે? કેવળજ્ઞાન અને કર્મથી મુક્તિ શી રીતે પામું? ચોદ ગુણસ્થાનક પૈકી તેરમે ગુણ સ્થાનકે ક્યહારે પુગું? અને છેવટે ક્રિયાનો ક્ષય કરી, અયોગી પર્વતની માફક સ્થિર ધ્યાનયુક્ત પાંચ લઘુ અક્ષરના ઉચ્ચાર પ્રમાણે કાલાન્તર નિરાબાધ પણે અચલ, અક્ષય, એવા મોક્ષ સ્થાનને પ્રાપ્ત કરનાર, એવા ચોદમા ગુણ સ્થાનકનો ધણી અયોગી કેવળી ક્યહારે થાઉં? આવી ઉચ્ચ ભાવના ભાવ.

વળી હરદમ સ્મરણમાં રાખ કે તલથી તેલ, અને દુધથી ઘી જેમ ભિન્ન છે, તેમ શરિરથી જીવ ભિન્ન છે. એમ સમજી શરિરપર મમતા ન કર. દરેક ઉપસર્ગ (વિપત્તિઓ) સહન કર પણ ચલાયમાન ન થા, અને સારી

બૂરી ચીજ તરફ રાગદ્વેષ ન કર. હે આત્મન્! આ તો નિશ્ચય છે કે, પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ, એ પાંચ આશ્રવો (પાપ) ત્હને દુઃખ કરનારા છે, ત્હેમને છોડયા વગર પરમસુખ મળવાની આશા કદી રાખી શકાશે નહિ. અને આ સંસારમાં ગાડી, વાડી, અને લાડીમાં રચીપચી રહેલાં મનુષ્યો પોતાને સુખી માને છે, તે મિથ્યા છે. તે પુદ્ગલિક પદાર્થો બીલકુલ ક્ષણિક છે. અને તે અશુભ કર્મના કારણ રૂપ છે, માટે તે સુખની કદાપિ પણ અભિલાષા નહિ રાખતાં, 'શાશ્વત સુખ' તરફ નજર રાખ. અને ખાત્રીથી માનજે કે ત્હેં કર્મના–મોહના આવરણથી અનંત પુદ્ગળ પરાવર્તન કરી, અનંત પરિતાપ સહન કર્યા છે. માટે શરિરની વિભૂષા નહિ કર, તે પરનો મોહ ઉતાર, અને જ્ઞાનસહ તપાદિ ક્રિયા કર, અને છેવટ સંલેખના કરવાનો સમય આવ્યે તે પણ કરવા તત્પર રહે. ક્રોધાદિ ચાર કષાયનો ત્યાગ કર. અને જે કર્મોથી ચૌગતિ ભ્રમણ કરવાપણું રહે, તેવા કર્મોને તિલાંજલી આપ. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદની, મોહની, આયુષ્ય, નામ, ગોત્ર, અને અંતરાય, એ આઠ મુખ્ય કર્મને તજ અને એ રીતે સંપૂર્ણ ધર્મ અને શુકલધ્યાન, તું આરાધન કરીશ, તો અવશ્ય મુક્તિપુરી બંદર પુગવાનો ત્હને સ્હેલથી પરવાનો મળી શકશે.

આવી રીતે ઉત્તમ ધ્યાન પર ચ્હડવાની સાથેજ સં-યમનો ઉભરો થઇ આવે. શાન્તિદાતા સંયમ, આધિવ્યાધિ-ઉપાધિનાશક સંયમ, અનાથપણું ટાળનાર સંયમ ત્હેની આંખ આગળ નાચવા લાગે. આંખ મીચતાં પોતાને સાધુ-વેશમાં જોવા લાગે, આંખ ખોલતાં જગત્ સર્વ કર્મનટથી નાચતા પુતળાના સમુહ જેવું દીસે. આંખ મીચતાં આનન્દનું હાસ્ય આવે અને ખોલતાં આશ્ચર્યનું મરકલું થઇ જાય. અને એવો વિરાગી ભાવ થતાં, અતિ ખુબસુરત પતિવ-ત્સલા સ્વકિયા, જ્હેના હાવભાવમાં તે સર્વ ચિંતા ડુબા-વતો, જ્હેના સંબંધી વિચાર માત્રથી ત્હેને સુખનાં ગલ-ગલીઆં થતાં હતાં, એવી સુખદાયિની પણ સંયમવૃત્તિ ઉત્પન્ન થતાં ત્હેના હૃદય પટ ઉપરથી અંતર્ધાન થઇ જાય છે. કોઇ વખત પણ ત્હેનો ત્હેને સહવાસ થયો હોય તેવું ભાનજ ઉડી જાય છે. અને આવી વિરાગી અવસ્થા પ્રાપ્ત થતાં, ત્હેનામાં થયેલા ક્રાન્તિ–ફેરફાર એટલેથીજ બસ ન થતાં, ત્હેની આંખો કોઇ દિવ્ય પ્રકારનાં ચશ્માં પ્હેરી લે છે. પોતાના ખજાનાની અંદર સુવર્ણ મોહોરો (ગીની) ની જગાએ, તે બાલકોના રમવાના કુકા જોવા લાગે; આભૂષણોને શંખલા બન્ધન સમજવા લાગે; ચિર–પિતામ્બર તે ચીંથરા અને સુગંધી પદાર્થ તે ખાળ–મોરીના જળવત્ ત્હેને લાગે. આહા! આ કેવાં આત્મોદ્ધા-

રક ચક્ષ્માં ? આપણે તેવાં ચક્ષ્માં સત્વર મેળવી શકીએ તેમ પ્રભુ પાસે પ્રાર્થો.

ગૃહસ્થો ! આજે આ વિષય ઉપર ઘણું બોલાયું છે, અને ત્હમારો મ્હેં ઘણો વખત લીધો છે, તોપણ આ સભામાં શ્રોતાઓ પૈકી જેઓ ભાંગ પી, બત્તી જોનારાઓ હતા તેઓને થોડોજ આનંદ મળવાથી, સભા છોડી ચાલી ગયા છે, પણ જેઓ ખરેખરા આત્માનન્દિ છે તેઓએ ખંતથી આ વ્યાખ્યાન સાંભળ્યું છે, એમ તેઓના મુખારવિંદપર તરવરતા આનન્દપરથી સહેજ જણાય છે. તોપણ તે આનન્દનાં ફળનેજ ખાવાં સારાં છે; ત્હેનાં મૂળ ખાવામાં મઝા નથી; અર્થાત્ હવે વધારે વખત રોકવાથી મિઠાસ ઉડી જઇ, શુષ્કભાવ પ્રગટ થવા સંભવ છે, એટલે મ્હારે મ્હારૂં ચાલુ વ્યાખ્યાન રોકવું જોઇએ

એમ કહેતાંજ સભામાંથી વિવિધ મૂખથી અવાજો થવા લાગ્યા કે "આગળ ચલાવો; શુષ્કભાવ નહિ પણ મિઠાસમાં અભિવૃદ્ધિ થતી જાય છે." "Go on" "કૃપા કરીને હજી થોડો વખત આગળ ચલાવો." વગેરે ધ્વનિ નીકળવા લાગ્યા. છેવટે કૅપ્ટને વ્યાખ્યાનકારને અરજ કરી કે, જ્હારે સભાના દરેક સભ્યની ત્હમોને સાંભળવાની ખાસ ઇચ્છા છે, તો થોડા વખતને માટે ત્હમારે તેઓનું માન રાખવું જોઇએ. સભાના અત્યાગ્રહને લઇ આત્મચંદ્રે આ-

ગળ વધતાં જણાવ્યું કે:—

આજે આપનો ઘણો વખત લીધો છે. લગભગ સાંજનો વખત થવા આવ્યો છે, રાત્રીભોજન તો આપણા આર્ય ધર્મે નિષેધ કરેલો છે, તો તે પર નજર રાખવાની આવશ્યકતા છે. તોપણ ત્હમારા મ્હારા તરફના સદ્ભાવ અને અતિ આગ્રહને લીધે, થોડું બોલી મ્હારૂં ભાષણ સમાપ્ત કરીશ.

છેવટે એક દાખલો આપીશ.

"કલ્યાણ મન્દિર સ્તોત્ર" બનાવનાર પૂજ્યપાદે એક શ્લોકમાં કથન કર્યું છે કે, "ચંદન વૃક્ષ અતિ મનોહર અને સુગંધવાળું હોય છે, તેથી ત્હેને ફરતા મહા વિષમ સર્પો નિવડ રીતે વળગેલા હોય છે, પણ જો તેઓને ત્હાંથી સહેલાઇથી ખસેડવા હોય તો એક મોર-મયુરને લાવી ત્હાં મુકો, તુરતજ તેજ પળે સર્પો પોતાનો પ્રાણ બચાવવા ન્હાસી જશે." તે મુજબ આત્મરૂપ ચંદન વૃક્ષને રાગદ્વેષાદિ અષ્ટ કર્મ રૂપ સર્પો, નિવડ રીતે વિંટાયેલા છે. હવે ત્હમારે જો ત્હેને ખસેડવા હોય તો, પરમાત્માના નામ સ્મરણ રૂપ મોરને એકાગ્રહ ચિત્તે ખડો કરો. તુરતજ આત્મારૂપ ચન્દનના ઝાડ પરથી અષ્ટ કર્મ રૂપ સર્પો પલાયન કરી જશે! અને કર્મરૂપ સર્પોનો નાશ થયે, ત્હમે પરમાત્મા સ્વરૂપ બનશો. માટે આશા રાખુંછું કે, આજે મ્હેં જે વિચાર ત્હમારી સમક્ષ રજુ કર્યા છે, તે આચારમાં મુકી

સ્વ આત્મોદ્ધાર કરશો. એટલું બોલી હું વિરમું છું.

જય જયના ધ્વનિ વચ્ચે આત્મચંદ્રે પોતાની બેઠક લીધા બાદ, સભાના નિયમ મુજબ, સભાજનોએ વ્યાખ્યાનકારનો અંતઃકરણથી ઉપકાર માન્યા પછી સભા વિસર્જન થઇ. આત્મિક ધર્મ અને આત્મચંદ્રની પ્રશંસાનો ગુંજારવ કરતા સૌ પોતપોતાની જગ્યાપર ચાલ્યા ગયા.





(૪)

# ' તારક ' તોફાનમાં !





વળતે દિવસે અવકાશને સમયે ઉતારૂઓ વખત વિતાડવા એકઠા થયા. આગલા દિવસના વ્યાખ્યાનનો વિષય નિકળ્યો. જે લોકોને તે વ્યાખ્યાનમાં મઝા મળી નહતી ( કારણ કે તેઓ બિચારા તત્વજ્ઞાનની મઝાથી વિમુખ હતા અને તેથી થોડું સાંભળીને જ જેઓ સભા છોડી ચાલ્યા ગયા હતા ) તેઓએ પોતાનો અભિપ્રાય આપ્યો કે " વ્યાખ્યાન અમને તો નિરસ લાગ્યું. કારણ તેમાં જરા શૃંગારી બીના નહિ અને જ્યહાં સુધી શૃંગારી બીના ભાષણ કે પુસ્તકમાં નાખવામાં આવતી નથી, ત્યહાં સુધી જેમ મિષ્ટ ભોજન ફરશાણ, શાક, કે અથાણા સિવાય ઉંચો ટેસ્ટ આ-

પતું નથી, તેમ ઉક્ત ભાષણ કે પુસ્તક લુખું લચ અને સુ-
કુટાટ લાગે છે, અને આ વ્યાખ્યાન પણ તેવુંજ સુકુટાટ
હતું. વસ્તુ બીલકુલ સભારંજની નહિ હતી." આ બોલ-
નારાઓની વિરૂદ્ધ આખા ટોળાએ અભિપ્રાય દર્શાવ્યો કે, "ત્હ-
મારૂં જ્ઞાન જુદી જાતનું હોવું જોઇએ, કે જેથી તમોને આ
વ્યાખ્યાનથી આનંદ ન મળ્યો. બાકી તત્વજ્ઞાન અને સાદી
સમજણથી ભરપુર આત્મોદ્ધારક ભાષણ હતું. અને ત્હમારી
માફક કહેવામાં આપણે ગેરઇન્સાફ આપેલો કહેવાય. આ ક્ષુલ્લક
વિચારથી અમો જુદા પડી આગળ વધી જણાવીશું કે, વ-
સ્તુ સભારંજની તો હતી એટલુંજ નહિ પણ હૃદય રં-
જની હતી." એક જૈને તે વખતે કહ્યું કે, "ત્હમો તત્વ-
જ્ઞાનના જાણુ અને કદર પીછાનનારાઓને જોઇ હું ખુશી
થયો છું. આત્મચંદ્ર સાથે મ્હને પરીચય છે. ત્હેની આ ઉંચી
જ્ઞાન શક્તિથી હું પૂર્ણ વાકેફગાર છું. હું ધારૂં છું કે આ
તો ત્હેમનું પ્હેલુંજ ભાષણ હતું. અને આપણી સાથેનો પ-
હેલીજ વખતનો સહવાસ, એટલે ત્હેમણે પોતાના અધ્યાત્મ
જ્ઞાનના પહેલા પાઠનું દિગ્દર્શન કરાવ્યું. જૈનતત્વનો ઉંડો
ભાગ જ્હેને Jain high philosophy કહેવાય છે ત્હેનું તો
હજી દર્શન પણ કરાવ્યું નથી. જીવાજીવની ગહન સમજણ,
ષડ દ્રવ્ય, નય, નિક્ષેપ, ભંગજાળ, નવતત્વ આદિનું દિગ્દર્શન
તો હજી ત્હેમણે આપણને કરાવ્યું નથી. હું ધારૂં છું કે તેઓ અ-

વશ્ય બીજી તક લઇ આપણુને તે પ્રસાદી આપશે જ. છતાં પણ જે આપણે ગઇકાલે મેળવ્યું છે તે પણ કિંમતી છે" આ બોલનારને દરેકે અનુમોદન આપ્યું. ત્યાર બાદ પૃથક્ પૃથક્ વિષયપર વાર્તા ગોષ્ઠી કરી વખત વહી જતાં, સહુ પોત-પોતાના આસનં પર ગયા. આ રીતે સ્ટીમરમાં મુસાફરો આનન્દથી પોતાનો કાળ નિક્ષેપ કરતા હતા. સ્ટીમર પણ પોતાના પુર વેગમાં મજલ દર મજલ કરતી આગળ વધતી હતી. થોડા દિવસ આ રીતે નિર્વિઘ્ને પસાર થયા. એટલામાં એક કમનશીબ બનાવ બન્યો. કુદરતની અકળ ગતિ છે. એક પળ પૂર્વે તે માણસને હસાવે છે ને એક પળ પછી તેજ રડાવે છે. આ સ્ટીમરને માટે પણ તેમજ બન્યું. કોઇપણ જાતના ઉદ્વેગ વગર સ્ટીમર પોતાનો રસ્તો કાપતી હતી, એટલામાં તોફાની પવનની નિશાનીઓ જણાવા લાગી. કેપ્ટન ઘણોજ બાહોશ અને અનુભવી માણસ હોવાથી દરેક ઉતારૂઓને ચેતવણી આપી કે કોઇએ તુતક કે પાછળના ભાગના કીનારાપર જવું નહિ, કારણ કે તોફાન થવા સંભવ છે, માટે હિંમત રાખી પોતપોતાની જગ્યા સંભાળી રહેવું. તોફાની પવન એકદમ ચાલુ થયો છે. તો જે વખત જાય છે તેમાં એક ભારી દરિયાઇ તોફાન સાથે આપણે સર્વને બાથ ભીડવી પડશે. જોત જોતામાં દરિયો ભયંકર રૂપ લઇ પડયો. એક એક મોજો એવો

જબરદસ્ત આવતો હતો કે, સ્ટીમર ત્હેની આગળ છેક મગ-
તરા રૂપે દેખાતી હતી. કોઇવાર સ્ટીમરને ઉપાડી, પહાડી
મોજો છેક આસ્માને લગાડતો હતો, તો કોઇવાર વગર
આસરે નીચે ફેંકી દેતો હતો અને સ્ટીમર દોદરી થઇ જતી
હતી. ખલાસીઓ જીવપર આવી તોફાનને મચક નહી આ-
પવા, ને કફોડા સમયમાંથી સ્ટીમરને બચાવવા દોડાદોડ
કરતા હતા. પણ જ્યહાં પવનનો ફરેસ્તો દરિયાના ફરેસ્તા
સહિત ખફગીમાં આવ્યો ત્યહાં બીજા કોનું ચાલી શકે ?
જાણે પાણી સ્ટીમરને પોતાના પેટમાંજ કેમ લેવા ચ્હાતું
હોય તેવો સમય થઇ રહ્યો. કેપ્ટન દુરબીનને લઇ ચોત-
રફ નજર ફેંકતો હતો કે દુરના ભાગમાંથી પણ તોફાન
નરમ પડવાની શરૂઆત થઈ છે કે નહિ ? પણ તેવું કાંઇ
ચિન્હ જોવામાં આવ્યું નહિ. ઓછામાં પુરૂં ગાજવીજ
સાથે વર્ષાદ શરૂ થયો. ઉતારૂઓમાં ગભરાટ ફેલાણો. સર્વ
કોઇ પરમાત્માનું સ્મરણ કરવા લાગ્યા.

કૅપ્ટન તેમજ આત્મચંદ્ર દરેકને હિમત આપતા હતા
કે જેમ સાધારણ દિવસો ગુજર્યા તેમ આ દુઃખી દિવસ પણ
નીકળી જશે, માટે અકળાટ-ગભરાટ છોડી દો; ત્હમારી ગભ-
રામણનો ચેપ બીજાને લગાડો નહિ. લોકોને આ બન્ને
મહાશયો પર પૂર્ણ પ્રેમ અને વિશ્વાસ હોવાથી કાંઈક હિમત
રાખી બેઠા. પરંતુ એટલામાં તો જાણેકે ત્હેમના વિશ્વાસની

કસોટી કરવા માટેજ હોય નહિ એમ એક રાક્ષસી મોજાએ સ્ટીમરને તમાચો માર્યો, જહેની અસરથી સ્ટીમર ઉંધી વળવાની અણીપર આવી ગઇ. ઉતારૂઓના પુણ્યના બળે બીજા સામે બાજુના મોજાએ સ્ટીમરને પડતી અધર ઉચકી લીધી. એક બાજુ કેપ્ટને પોતાથી બનતા બધા બચાવનાં બાંધકામ કરી લીધાં. બીજી બાજુ આત્મચંદ્રે સર્વ ઉતારૂઓ સાથે મળી પ્રભુપ્રાર્થના કરી અને પ્રસંગને લગતી હિંમત અને સહનશીલતા દરેકને સમજાવી. સુભાગે તેઓની પ્રાર્થના કુદરતે સાંભળી અને તોફાનને કેટલેક દરજ્જે સમેટી લીધું. વરસાડ પડતો બંધ થયો. આકાશ સ્વચ્છ થવા લાગ્યું, મોજા જે ડુંગરોની માફક ચ્હડતા હતા તે ધીમા પડી ગયા, અને સ્ટીમરમાં કાંઇક શાન્તિ પથરાઇ. ઉતારૂઓ આસપાસનો દેખાવ નિહાળવા સ્ટીમરના કઠેરા પાસે આવ્યા. અને સમુદ્રના દુરના ભાગપર પોતાની નજર ફેંકી તો ત્યહાંથી કેટલીક હોડીઓ (Life boats) પોતાની સ્ટીમર તરફ આવતી દીઠી. વળી તેજ ભાગમાં એક બાજુ પોતાની સ્ટીમરથી પણ એક મ્હોટી સ્ટીમર પડેલી દીઠી. અને બીજા ભાગમાં એક સુંદર બેટ દીઠો. તે ઉપર લીલોતરી તથા બાજુમાં રળીયામણા પર્વતો હોવાને લીધે ઘણો શોભીતો દેખાતો હતો. સ્ટીમર 'તારક' આ સમયે ઘણાજ ધીમા વેગથી ચાલતી હતી. આ વખતે કેટલાએક અધિરા લોકો કેપ્ટનની કેબીન તરફ ધસ્યા, અને ત્યહાં જઇ કેપ્ટનને અરજ કરી કે, હજી તોફાન ત-

ફાન શાંત થયું નથી, કદાચ એકવાર ફરીથી તે હુમલો કરે તો આપણી સ્ટીમર ખમી શકે—ત્હેની સામે ટકર લે તેવી ત્હેની શક્તિ રહી નથી. માટે પુર પહેલાં પાળ બાંધવા અમારો વિચાર છે, તો સ્ટીમર બીલકુલ થોભાવી અમોને આ તરફ આવતી હોડીનો આશ્રય લેવા દેવો, એટલે અમે તે બોટો માર્ફત સામે દેખાતા બેટ પર કે તેની નજદીક ઉભેલી સ્ટીમર કે જે આ સ્ટીમરથી ઘણી મ્હોટી અને સુંદર દેખાય છે તે ઉપર બચવાને માટે જઇશું. એટલામાં વંઠી ગયેલો દરિયો બીલકુલ શાંત થશે એટલે અમારે ધારેલે સ્થળે જઇશું.

આ સાંભળી કૅપ્ટન દીલગીર થયો. એકઠા થયેલા લોકોને ત્હેણે સમજાવ્યું કે, ખોટી બચવાની લાલચમાં ફસાઓ નહિ. ત્હમે આ દરીયામાં પ્રથમજ આવેલા હોવાથી ત્હમોને ભય લાગે પણ આ સ્થળે પસાર થતી દરેક સ્ટીમરને તોફાન નડે છે. કોઇક ભાગ્યશાળી સ્ટીમરજ નિર્વિઘ્ને પસાર થાય છે. આ સ્થળનું નામ "યુવાનીનો ઉપસાગર" છે; આ ઉપસાગરના પાણી સાથે સ્ટીમરનું ઘર્ષણ થતાંજ પાણી મદમાતુ થઇ જાય છે, અને સ્ટીમરનો કેપ્ટન જો નબળા મનનો હોય છે તો ત્હેને સજજડ ગભરામણમાં નાખી દઇ સ્ટીમરને પાયમાલ કરી, પોતાને કબજે લઇ લે છે. પણ મજબુત આત્મબળ અને જ્ઞાનવાળો કૅપ્ટન હોય છે તો તે જુવાનીના જળના તોફાનને નહિ ગણકારતાં તે સામે મજબુત

બાથ ભીડી, પોતાનો બચાવ કરે છે. તોફાનની હવે તો અ-
વધિ આવી છે. આપણે ત્હેનો પરાજય કર્યો છે. અને હવે
આપણે બીલકુલ શાંત (ઠરેલ) સમુદ્રમાં પ્રયાણ કર-
વાનું છે, તો દેહેસત નહિ રાખતાં, ત્હમારી માંગણી
પાછી ખેંચી લ્યો.

આ લંબાણ ખુલાસો સાંભળતા ટોળામાંથી અમુક
ભાગને કૅપ્ટનના બેલવાપર પૂરેપૂરો વિશ્વાસ આવવાથી પો-
તાનો વિચાર ફેરવી સ્ટીમર છોડવાનો વિચાર માંડી વાળ્યો.
પણ થોડા માણસો કે જેઓ ભીરૂ અને ટુંકા વિચારના હતા
તેઓ કહેવા લાગ્યા કે, કુદરતની ખબર પડતી નથી કે કાલે
શું થશે. કદાચ તોફાન પુનઃ થાય તો પછી પશ્ચાતાપ થાય.
માટે હાલ અમારે જવા વિચાર છે. વળી સામે દેખાતો બેટ
ઘણો મનહર છે. તો તે જોવા તેમજ થોડો વખત વિશ્રામ
લેવા અમારી ઇચ્છા છે; માટે અમને જવા દેવા.

બેટ માટેની સમજણ આપતાં કૅપ્ટને કહ્યું કે, તે
બેટની મનહરતા જોઇ લલચાશો નહિ. ત્હાં જનારાઓ
મોટી આપદામાં આવી પડે છે, કેમ કે તે બેટ લુચ્ચાઓથી
વસેલો છે. ત્હાં જઈ પાયમાલ થશો. વળી જે સ્ટીમરને
સામે ઉભેલી દેખો છો, તે ત્હમને ત્હમારા ધારેલ સ્થળે
નહિ લઇ જાય, પણ તે હમેશનાં પોતાનાં જે બંદરો કરે
છે, ત્હાંજ લઇ જશે, કે જે બંદરો એવાં આઠ બંદરો
છે કે ત્હાં જઇ ત્હમો ફસાઇ જશો. કચ્છના રણની મા-

ફક ત્હાં કોઇ પણ સુખ સગવડવાળી વસ્તુ કે જગ્યા મેળવવા પામશો નહિ. એટલુંજ નહિ પણ પાછા તરતમાં સારૂ બંદર મેળવવા પામશો નહિ. માટે હજી જો દિવસ પાંસરો હોય તો મ્હારા બોલવા પર વિશ્વાસ રાખો અને ત્હાં જવાનો વિચાર માંડી વાળો,

આ સાંભળી તે અવિશ્વાસુ ટોળાએ માંહોમાંહે મસલત કરી; અને તે મસલતને પરિણામે કેપ્ટન તેઓની નજરમાં ને બુદ્ધિમાં દુરાગ્રહી અને મમત્વવાળો ઠર્યો, એમ લાગતાંજ તેઓએ ઠરાવ કર્યો કે કોઇ પણ રીતે આ સ્ટીમર છોડવી.

તે ઠરાવ તેઓએ મકકમ રીતે કેપ્ટન પાસે રજુ કર્યો. કેપ્ટને તે ઠરાવનો જવાબ નકારમાં આપ્યો અને લાગલો સ્ટીમરપર વિગ્રહ શરૂ થયો. કોઈ કલ્પાંત કરવા લાગ્યું, કોઇએ અકાંડતાંડવ શરૂ કર્યું, અને વાતે ગમ્ભિર રૂપ લેવા માંડયું. આ જોઇ કેટલાક ઉતારૂઓએ કેપ્ટનને સમજાવ્યું કે, સામો પક્ષ જ્યહારે દુરાગ્રહ પર આવી વિફરી ગયો છે, તો તેઓને ત્હેમના નશીબપર મુકી જવા દ્યો. ત્હમે તેઓનું ભલું ઇચ્છી, ત્હમારાથી બનતું કર્યું પણ જેઓને દુર્ગતિ વહાલી છે ત્હાં ત્હમારો ઉપાય શું ? કેપ્ટને પણ આસપાસનો રંગ જોઈ સ્ટીમર થોભાવી. તુરતજ સામેથી આવેલી હોડીઓ સ્ટીમરને લાગુ પડી, અને નબળા મનના ઉતારૂઓ પોતાનો સરસામાન લઇને હોડીઓમા આનન્દભેર કુદી પડયા. હોડીઓ સડસડાટ બેટ તરફ હંકારી ગઇ અને થોડા સમયમાં કિનારે પુગી ગઇ.

---



(૫)

# S. S. 'હિંસક' નાં બંદરો.





હવે થોડો સમય આપણે સ્ટીમર 'તારક'ને બાજુએ મુકી ત્હેમાંથી ઉતરેલા ઉતારૂઓની હીલચાલ તરફ નજર કરીશું.

ઉતારૂઓ જેવા કિનારે ઉતર્યા કે તે ટાપુ કે જહેને આપણે 'મોહપુરી' નામથી ઓળખીશું ત્હેનો કસ્ટમ સુપ્રીન્ટેન્ડન્ટ દુર્ગુણસિંહ તેઓ પાસે ગયો અને કહ્યું કે "આ ગામના રાજા અતિથિઓનો આદર સત્કાર કરવામાં હમેશ તત્પર રહે છે; મ્હને ખાસ ફરમાન છે કે બંદર ઉપર આવતા અતિથિને ત્હેમની મુલાકાતે લાવવા; તેથી ત્હમો સર્વે મ્હારી સાથે ત્હેમની પાસે ચાલો." ઉતારૂઓ તરતજ ત્હેની સાથે દરબારગઢમાં ગયા. નગરા-

ધિશ મોહરાજા પોતાના સામંતો સહિત કચેરી ભરી પુરઠાઠથી બેઠો હતો. કચેરીમાં રાજા ઉપરાંત અઢાર ત્હેના સામંત હતા, જે અનુક્રમે ત્હેની બાજુમાં બેઠા હતા. ત્હેમનાં નામ નિર્દયસિંહ, અસત્યસિંહ, ચૌર્યસિંહ આદિ હતાં. આ સામંતો ઘણા કુશળ અને પરાક્રમી હોવાથી તેમજ ઘણી જગ્યાએ પોતાના ધણીની વતી જંગમાં રંગ રાખેલ હોવાથી રાજાની ત્હેમનાપર અથાગ પ્રીતિ હતી. ઉતારૂઓ કચેરીમાં આવતાં જ રાજાને વ્યવહાર મુજબ દંડવત કર્યા. રાજાએ તેઓનો સારો આદરસત્કાર કર્યો, અને કહી રાખ્યું કે સમુદ્ર તદ્દન શાંત થતા સુધી ત્હમારે અત્રે રહેવું અને રાજ્ય તરફથી ત્હમોને ખાવા પીવા અને રહેવા તેમજ વાહન આદિનો બંદોબસ્ત કરી આપવામાં આવશે. અતિથિઓ ખુશી થયા અને રાજ્યમંદિરમાં રહેવા લાગ્યા. રફતે રફતે રાજાનો પ્રેમ અતિથિઓપર વધતો ગયો અને ત્હેને લઇને ઉકત સામંતો પણ તેઓને ચ્હાવા લાગ્યા. અને તેમ કરતાં તેઓ વચ્ચે ગાઢી મિત્રાચારી બંધાઇ, રસઐક્ય થયું. 'સોબતે અસર' ની સામાન્ય કહેતી મુજબ સામંતોનાં નામ પ્રમાણેના ગુણોની અસર અતિથિઓને થઈ. મૂળે પોતાની વાસનાજન્ય સ્થિતિ હતી ત્હેને એકદમ વિફરાવી મુકી. સારાસારના જ્ઞાનને એક બાજુએ મુકીને, રાજા સાહેબની કૃપાની મુસ્તાકીપર ગમે તેમ મ્હાલવા લાગ્યા. જે નગરમાં

ધર્મ એવું તો નામ નહિ, ભાવના એવી તો વસ્તુ નહિ, ત્હાં આવાં વાસનામય જીવનોનાં અંતઃકરણ કુકર્મમાં રચી-પચી રહે ત્હેમાં શું નવાઈ? ઘણો સમય તેઓએ ત્હાં રહી, માનવ ધર્મ વિરૂદ્ધની પોતાની જીંદગીનો એક હફતો પુરો કર્યો. પછી તેઓને પોતાની જન્મભૂમિ (Sweet home) સાંભરી આવી. સ્ટીમર 'તારક' માં આગળ વધવાનો જે સદ્‌વિચાર હતો તે માંડી વાળ્યો અને પાછળ હઠવાનો વિચાર થયો. અને પોતાને સ્વદેશ જવાનો વિચાર મોહરાજા આગળ નિવેદન કર્યો. મોહરાજાએ જવાબ આપ્યો કે, ત્હમારામાં અનુકરણ શક્તિ ઘણી અચ્છી છે, તે જોઈ હું ઘણો ખુશી થયોછું. મ્હારા તેમજ મ્હારા સામંતોના ગુણો ત્હમોએ અલ્પ સમયમાં ગ્રહણ કર્યા છે. સામાન્ય માણસો જે મૈત્રી કરે છે તે જુજકાળ નિભે છે અને કદાચ બહુ લંબાય તો બેઉના જીવન સુધીજ હોય છે. પણ મ્હારી સાથે જે નિકટ મિત્રતા બાંધે છે, ત્હેના સખા તરીકે હું સીત્તેર ક્રોડાક્રોડ વર્ષ સુધી રહું છું અને ત્હેને માટે હું મગરૂર છું કે મ્હને ચિરંજીવપદ (મ્હોટું આયુષ્ય) મળેલું છે. એટલે ત્હમારા સદ્‌ભાગ્યે, ત્હમો લાંબો કાળસુધી મિત્ર વગરના એકલડા અટુલા રહેશો નહિ, ત્હેને માટે હું ત્હમોને અભિનન્દન આપું છું. હવે ત્હમો ત્હમારા સ્વદેશ ભણી જવાની ઈચ્છા રાખો છો, પણ આ બંદરથી ત્હમો

ત્યહાં જઈ શકો તેમ નથી. કારણ કે, આ બંદર ઉપર ઉભેલી સ્ટીમર બીજી લાઇનોમાં ફરે છે. ત્હમારા દેશ તરફ આ લાઈનની સ્ટીમરો જતી નથી, માટે ત્હમો આ બંદરે લંગર કરતી સ્ટીમરમાં બેસીને પોતાની લાઇનમાં જે બંદર કરે ત્યહાં જાઓ, અને ત્યહાંથી ત્હમારે સ્વદેશ જવાની ગોઠવણ કરી લેજો. વળી ત્હમારા અને અમારા વચ્ચેના સ્નેહને ખાતર હું ત્હમોને આ મુસાફરીમાં આવતાં દરેક બંદરના વડાઉપર મ્હારા લાગવગનો પત્ર લખી આપીશ, જ્હેનો ઉપયોગ ત્હમે જ્યહાં ઉતરો ત્યહાં કરજો, એટલે ત્હમારી યોગ્ય બરદાસ થશે. અતિથિઓને એમ તો લાગ્યું કે સ્વદેશ આથડીને જવું પડશે, રસ્તો લંબાણ થશે; પણ લાગવગના પત્રે તેઓને ઉત્તેજીત કર્યા અને ખુશી થયા કે દેશાટણથી તે તરફના મૂલકો જોવાનો લાભ મળશે. એમ સંતોષ લાવી રાજા પાસેથી ભલામણ પત્રો લખાવી લીધા. તે પત્રો ત્રણ બંદર યમપુરી, તિર્યંચ નગર, અને નિગોદપુરના વડાઓ પરના હતા. પત્રનો મુખ્ય સાર નીચે પ્રમાણે હતો:—

"અમારા નગરમાં લાંબો સમય વસી અમારા પરમ "સ્નેહના અધિકારી થયેલા આ પત્ર લાવનારા અમારા અ- "તિથિઓને અમારાથી બની શકી તે વિભૂતિઓ અમે આપી "છે અને હવે ત્હમો પણ તે વિભૂતિને લઇનેજ ત્હમારા "હમેશના નિયમ મુજબ તેઓની સાદર આગતાસ્વાગતા

"કરશો, અને તેઓનાં મન જીતી લઈ લાંબો કાળ ત્હમારા
"નગરમાં રાખશો."

આ ભલામણ પત્રથી 'તારક' ના કમનશિબ ઉતારૂઓ ખુશી થઈ ગયા, અને પત્ર લઈ બંદરપર ઉભેલી સ્ટીમર 'હિંસક' (S. S. Hinsak) પર સ્વાર થયા. 'તારક'નો આનન્દી ભોગવટો જ્હેણે ભોગવ્યો છે, ત્હેને આ સ્ટીમર બીલકુલ અળખામણી લાગી. અંદરનો દેખાવ કાળો લાગતો હતો. નવા આવનાર મોહરાજાના પરોણાઓ માટે મ્હોટી ત્રણ કેબીન આપવામાં આવી. કેબીન સઉસઉના દરજ્જા પ્રમાણે હતી. કેબીનનાં નામ અનુક્રમે કૃષ્ણ, નિલ, અને કાપુત, એ મુજબ આપવામાં આવ્યાં હતાં. ત્હેમાં તેઓએ જગા લીધી. અને અવકાશનો વખત ગાળવા સ્ટીમરના કૅપ્ટન કે જ્હેનું નામ દુર્જનસિંહ હતું, ત્હેને વખત હોય તો આવવા કહાવ્યું. કૅપ્ટનને પુરસદ હોવાથી ઉતારૂઓ પાસે આવ્યો, અને પરસ્પર વાર્તાવિનોદ શરૂ કર્યા. વાતપર વાત કહાડતાં, સ્ટીમર જે બંદરો કરનાર છે તે બંદરનું વર્ણન કરવા ઉતારૂઓએ કૅપ્ટનને અરજ કરી.

કૅપ્ટને કહ્યું કે:—તે વર્ણન હવે ત્હમારે સાંભળવું અપ્રાસંગીક છે. જો કે તે વર્ણન ઘણું કમકમાટ ઉપજાવે તેવું છે પણ કમનશીબે તે કમકમાટના ભોગ ત્હમો તમામ થવાના છો. ત્હમોને 'તારક' ના કૅપ્ટન તેમજ આત્મચંદ્ર

આદિ પરોપકારી સાધુજનોએ બહુ બહુ સમજાવ્યા અને સ્ટીમર નહિ છોડવા ભલામણ કરી પણ તે ઉપસાગરમાં ત્હમે ત્હમારૂં સમતોલપણું સાચવી શકયા નહિ, કે મનોબળ અને આત્મબળ કેળવી શકયા નહિ, એમ મ્હને મોહરાજાના સામંત તરફથી ખબર મળ્યા છે. હવે ત્હમારો શોચ નકામો છે. જો કે હું મોહરાજાના તાબાનો નોકર છું પણ અત્રે ત્હમને ખુલ્લી સમજ આપું છું કે, ત્હમારા જેવા ઘણા પરોણાઓને ત્હેણે પોતાના પાસમાં લઈ, પોતાના અઢાર સામંતોની મદદથી તેઓને પોતાની સંગતરૂપી મહાપાપના ખાડામાં રગદોળી પછી આ સ્ટીમર મારફત ઉપર જણાવ્યા બંદરોએ રવાના કરી દીધા છે, જ્યહાં લાંબોકાળ સુધી તેઓએ બક્ષેલી વિભૂતીને અંગે મહાદુઃખ ભોગવવાં પડે છે. યમપુરી એક મોટું સંસ્થાન છે. ત્હેના સાત વિભાગ પડેલા છે, જ્હેનું વર્ણન સાંભળતાં ત્હમો કંપી ઉઠશો. પહેલા વિભાગમાં, તે વિભાગનો વડો ત્યહાં જનારને અતિ કષ્ટ આપે છે. ત્હમોએ માનવ સૃષ્ટિમાં જે મહાન કષ્ટ ( કે જે પછી ત્હેની અવધિ ગણાય છે, તેવું કષ્ટ ) જોયું હોય તેથી અનન્તગુણું કષ્ટ ત્યહાં આપવામાં આવે છે. પ્હેલા વિભાગ કરતાં બીજામાં વધારે દુઃખ આપવામાં આવે છે, અને બીજા કરતાં ત્રીજામાં વધારે, એમ અનુક્રમે સાતે વિભાગમાં વિશેષ દુઃખ આપવામાં આવે છે. આવા દુઃખદરિ-

યામાં, મ્હને મહારાજા તરફથી થયેલા ફરમાન મુજબ, ત્હે-
મો પૈકી કેટલાએકને જુદા જુદા વિભાગમાં રાખવામાં આ-
વશે. જ્હેમને રાજા તથા સામંતો સાથે ગાઢ પ્રીતિ હતી ત્હે-
મને છેલ્લા વિભાગોમાં ઉતારીશું અને જ્હેમને થોડી પ્રીતિ
હતી ત્હેમને પહેલા બીજા વિભાગમાં ઉતારીશું, જ્યહાં ક-
રોડો વર્ષ ત્હમારે રહી વ્યાધિ ભોગવવી પડશે. ત્હમો પૈકી
બાકીના કેટલાએકને 'નિગોદ અંદર'માં ઉતારવાના છે, કે
જ્યહાંની વ્યાધિ 'યમપુરી'ની વ્યાધિને પણ ભૂલાવી દેશે. ત્યહાં
ત્હમોએ મેળવેલી પ્રીતિને અંગે અનન્તો કાળ દુઃખ સાથે
પસાર કરવો પડશે. અને બાકીનાઓને તિર્યંચપુરમાં ઉતા-
રીશું. આ સંસ્થાનના બે વિભાગ પાડેલા છે; ત્હેનાં નામ
ત્રસ, અને સ્થાવર છે. ત્રસવિભાગનું દુઃખ કેવું હોય છે
તે તો હું ધારૂં છું કે ત્હમો સર્વ જાણતા હશો. પશુ,
પક્ષી, કીડી, ધનેડા, આદિ બેઇન્દ્રિયથી પંચેન્દ્રિય સુધીના
ત્રસ વિભાગમાં રહેનારા કહેવાય છે. અને પૃથ્વી, પાણી,
અગ્નિ, પવન, અને વનસ્પતિ આ જીવો સ્થાવર વિભાગમાં
રહે છે. છેલ્લા વિભાગને પહેલા કરતાં અસહ્ય વ્યાધિ ભો-
ગવવી પડે છે. તેઓ એટલા સુક્ષ્મ હોય છે કે, માત્ર કે-
વળજ્ઞાનીજ ત્હેમને જોઇ શકે છે. આપણાં ચર્મ ચક્ષુ તો
તેઓને જોઈ શકતા નથી, ફક્ત શાસ્ત્ર વચન તેમજ વન-
સ્પતિ આદિની વૃદ્ધિ અને ક્ષિણતા ઉપરથી અનુમાન કરી

માન્ય રાખીએ છીયે. આ બેઉ અવાચક વિભાગમાં ત્હમોને ઉતારીશું, એટલે ત્હમારે માટેનું અમારૂં કાર્ય પુરૂં થયું સમજવું.

આ સાંભળી ઉતારૂઓ ત્રાહે ત્રાહે પોકારવા લાગ્યા. અને કૅપ્ટનને પ્રાર્થવા લાગ્યા કે, અમોને તે સ્થળોમાં નહિ ઉતારતાં, બીજે સલામત રસ્તે લઈ જવા. ત્હેના ઉત્તરમાં કૅપ્ટને જણાવ્યું કે, મ્હારી જે ફરજ છે તે હું બજાવીશ. પ્રીતિ કરતાં પાછું વાળી જોયું હોત તો આ સ્થીતિ ન આવત. પણ હવે ત્હમારા નકામા કાલાવાલા છે. 'કર્યાં કર્મ ભોગવ્યા સિવાય છુટકો નથી.'

આ ઠરાવ ભરેલો જવાબ સાંભળી ઉતારૂઓ સ્તબ્ધ થઈ ગયા અને કલ્પાંત કરવા લાગ્યા. સ્ટીમર તો પુર ઝડપથી પોતાનો રસ્તો કાપતી હતી. થોડા સમયમાં તિર્યંચપુર આવ્યું. ત્યહાં કૅપ્ટને હુકમ મુજબ સ્ટીમરને થોભાવી. ઉતારૂઓમાંથી કેટલાએકને મળેલા અધિકાર મુજબ ઉતાર્યા, જેઓ ઉતરવાની સાથેજ તેઓના શારિરિક દેખાવનું રૂપાન્તર થઈ ગયું ! દરેકને નિમેલા વિભાગમાં મુકી દેવામાં આવ્યા અને તે કાર્ય પૂર્ણ કરી સ્ટીમર આગળ વધી. આગળ ચાલતાં સમુદ્ર ઘણો તોફાની આવ્યો. દિવસ બીલકુલ ફેરવાઈ જઈ કાળું ધાબું થઈ ગયું. સૂર્યનારાયણ તે દિશા તરફ પોતાના કિરણ ફેંકતા હતા નહિ એટલે આખો સમય ત્યહાં રાત્રીજ

રહેતી હતી. આવા રસ્તામાં સ્ટીમર દાખલ થતાં ઉતારૂ-ઓના ગભરાટમાં વધારો થયો. કાળરાત્રીનું પ્રત્યક્ષ દર્શન થયું. એટલામાં દુર્ગંધ વધવા લાગી. ઉતારૂઓને શ્વાસ લે-વાવો મુશ્કેલ થઇ પડયો અને આકુળવ્યાકુળ થવા લાગ્યા. કૅપ્ટને ચેતવણી આપી કે ચોક્કસ ઉતારૂઓ તૈયાર થઇ રહો, 'યમપુરી' સ્ટેશન આવી લાગ્યું છે. એમ કહેતાંની સાથે યમપુરી બંદર આવ્યું અને ત્હેના અધિકારી થયેલાઓને સૌ સૌના નિમેલા વિભાગમાં ઉતાર્યા. ત્હાં જવાની સાથે દરેક વિક્રાળ રૂપમાં ફેરવાઇ ગયા અને અને દુઃખ દાવાન-લમાં સળગવા લાગ્યા.

સ્ટીમર પોતાની ફરજ બજાવી આગળ વધી અને નિ-ગોદ બંદરપર પ્હોંચી. ત્હાં અનેક વિભાગ હોવાથી બાકી-ના ઉતારૂઓને ક્રમવાર ગોઠવી દીધા. અને સ્ટીમર ખાલી થઈ મોહરાજાની નગરી (બેટ) તરફ પાછી ફરી.





(૬)

# S. S. ‘તારક’નાં બંદરો.





સ્ટીમર ‘ તારકે ’ પોતાના સ્વચ્છંદી ઉતારૂઓને હેમની ઈચ્છા મુજબ પેલા મોહક બેટમાં ઉતાર્યા પછી તે બિચારાઓની શી દશા થઈ તે આપણે જોઈ ગયા. હેમને ત્હાં ઉતારી આ સફરી જહાજે તો પુનઃ પોતાનું પ્રયાણ સન્મુખ દિશામાં જ ચાલુ રાખ્યું હતું.

સમુદ્ર કેવળ શાન્ત હતો. સ્ટીમર પણ હમેશની ઝડપથી ચાલતી હતી. ઉતારૂઓએ પણ આનન્દથી તે મુસાફરી ચાલુ રાખી હતી. આપણે જે વખતે આ સ્ટીમરપર નજર કરીએ છીએ તે વખતે સ્ટીમર ‘ યુવાનીનો ઉપસાગર ’ વટાવી પાકટ ઠરેલ સાગરમાં આવી પ્હોંચી હતી. અ

સાગર જો કે વિસ્તીર્ણ હતો પણ ત્હેનું પાણી તદ્દન શાંત હતું. મોજાનું તો નામજ હતું નહિ. ક્વચિત્ તોફાની પવન સમુદ્રને ઉશ્કેરવા પ્રયત્ન કરતો હતો પણ શાન્ત પાણી પોતાના નામ પ્રમાણે ત્હેને મચક આપતું નહિ. આ સાગર મ્હોટો હોવાથી ત્હેમાંથી કેટલોક સમય સ્ટીમરને તે પસાર કરતાં લાગ્યો, એટલામાં એક સાંજે કૅપ્ટન વિવેકચંદ્રે પોતાના ઉતારૂઓ પૈકી કેટલાકને ખબર આપી કે હવે થોડા સમયમાં ત્હમારે સ્ટીમર છોડવી પડશે, એટલે કે ત્હમારા પૈકી કેટલાકને ઉતરવાનું બંદર આવી લાગ્યું છે. આ સાંભળી જ્હેની પાસે પૈસાનું જોર હતું તેઓએ સ્ટીમરની મુસાફરીની વધુ મઝા ચાખવા એક્સ્ટ્રા ચાર્જ*ભરી દુરના બંદરની ટીકીટ લીધી. પણ જેઓની સ્થિતિ તેવી નહોતી તેઓ તો સ્ટીમરનો આનન્દ મુકવો પડશે તે વિચારથી દીલગીર થઇ બેસી રહ્યા. વિચારમાં ને વિચારમાં બેઠા હતા, એટલામાં સૂર્યાસ્ત થયો. રાત્રી પડી અને ઉતારૂઓ નિદ્રાધીન થયા. કૃષ્ણ પક્ષ હોવાથી સ્ટીમરની અંદર બળતા વીજળીક દીવા સિવાય, આખા સમુદ્રમાં કેવળ અંધકાર છવાઇ રહ્યો હતો. સમય જતાં મધ્ય રાત્રીનો વખત થયો અને સમુદ્રમાંથી કાંઇ અવાજ આવતો હોય, તેમ ગડબડાટ દૂરના ભાગમાં થવા લાગ્યો. આથી મુસાફરો જાગી

* વધારે ભાડું.

ઉઠયા અને સ્ટીમરના કઠેરા પાસે આવી, સમુદ્ર ઉપર નજર ફેંકી તો કાંઇ જણાયું નહિ. પણ સાગરના જળનો રંગ બદલાતો હોય તેમ દિસવા લાગ્યું. રફતે રફતે મધ્યરાત્રી હોવા છતાં પ્રબલ અંધકારનો સમય મન્દમન્દ ગતિથી જવા લાગ્યો. અને પૂર્વાકાશમાં મધુરી અરૂણ પ્રભાની લલિત પગલીઓ મંડાવા લાગી. સાગરના પાણીનો રંગ જે નિલો હતો ત્હેને બદલે સોનેરી રંગ છંટાયો હોય તેવું દેખાયું. દરિયાની સપાટી ઉપર પથરાયેલી ઘનશ્યામ ગળી જવા માંડી. ભૂમધ્ય રેષાના પ્રદેશમાં થઇ આવતા ત્વરિત ફેરફારની પેઠે તિમિરમાંથી પ્રકાશનો જન્મ થયો. આ અકાળે થયેલા અવર્ણ-નીય ફેરફારથી ઉતારૂઓ આશ્ચર્ય પામ્યા, અને તુરતજ કૅપ્ટ-નની કેબીન પાસે જઇ આ ફેરફારનું કરણ પૂછવા લાગ્યા. કૅપ્ટને જવાબ આપ્યો કે, સ્ટીમરે હવે ભરસમુદ્ર છોડી કિનારો હાથ કીધો છે ને જે સમય જાય છે તેમાં પહેલું બંદર 'જ્યોતિષિપૂર' લંગર કરશે. આ બંદર દિવ્ય હોવા-થી આ બધા ફેરફાર અને ચમત્કાર ત્હમારા જોવામાં આવે છે. મધ્ય રાત્રી છતાં પ્રભાતની શરૂઆતનું દર્શન થાય છે ત્હેનું કારણ આ દેવનગર છે. અહીં સૂર્ય, ચંદ્ર આદિ દેવગણ રહે છે. તેઓનું સુખ માનુષિ સુખ કરતાં વધારે હોય છે. પણ તે સ્થૂલ પૂદ્દગલિક સુખ હોય છે. વાસના ઘ-ણીજ ને ભાવના થોડી ઉપાર્જન કરી હોય તેઓ આ સ્થળે

જઇ શકે છે, અને તે મુજબ ત્હમો પૈકી જેઓની આ બંદર માટેની ટીકીટ છે તેઓએ મ્હેં ગઇકાલે સાંજે આપેલી ખબર મુજબ, તૈયાર રહેવું. જુજ સમયમાં આપણે આ બંદરની ગોદી ( Dock ) માં દાખલ થઈશું.

આ સાંભળી ઉતારૂઓએ આ દેવાંગીનગર તરફ પોતાની નજર ફેંકી તો દૂરથી તે પ્રકાશમાન નગર દ્રષ્ટિગોચર થયું. વાંચનાર ! આપણો મૃત્યુલોક કે જે હજારોગાઉ આ નગરથી દૂર છે ત્હાંથી સૂર્યનારાયણ અને ચંદ્રમાનો પ્રકાશ પૂર જ્યોતિમય લાગે છે તો આ તો ત્હેની નજીકમાં, તો આ પ્રકાશનું પૂછવુંજ શું ? હવે ત્હેની કલ્પના કરવાનું અને તોલ કરવાનું કામ હું ત્હમારી બુદ્ધિને સોંપું છું. સમય વિતતાં સ્ટીમરે લંગર કર્યું અને તે બંદર ઊપર ઉતરનારા ઉતારૂઓ લાંબા સમય થયાં થયેલા સ્નેહી મુસાફરોને હળ્યા મળ્યા, અને છેવટ માયાળુ કૅપ્ટનને કહેવા લાગ્યા કે, આ સમયે અમારી પાસે પૈસાનો જથો નહિ હોવાથી, મુક્તિપુર કે જે નગરની સંપત્તિ અને સુખનું અસિમ વર્ણન કરો છો ત્હાં આવી શકાતું નથી. પણ આ બારામાં જ્યહારે તે તરફ જતી સ્ટીમર આવશે ત્હારે અહીંથી ‘ પૈસા ’ ઉપાર્જન કરી જરૂર મુક્તિપુરનો અખંડાનન્દ ભોગવવા આવીશું. કૅપ્ટને તેઓની સદ્દભાવના માટે ધન્યવાદ આપતાં જણાવ્યું કે, ત્હમારી ધારણામાં ભૂલ છે. આંહી ત્હમો જે કાંઈ ‘ પૈસા ’ ના બળે

આવ્યા છો, ત્હેના વ્યયથીજ રહી શકશો. આ તો સુખનું ધામ છે, કલ્યાણનું ધામ નથી. જેમ, મહાબળેશ્વર, માથેરાન, ઉટાકામંદ કે સીમલા સાથે લઈ ગયેલા પૈસોનો વ્યય કરીને સુખ ભોગવો છો પણ ત્યહાં દ્રવ્યોપાર્જન કરી શકતા નથી, તેમ અત્રે પણ સમજવું. તમોએ ઉપાર્જન કરેલ વાસનામય ભાવનાને બળે અત્રે ત્હમો ત્હમારા સ્વદેશ (માનવ સૃષ્ટિ) કરતાં સુખ અસંખ્ય ગણું મેળવી શકશો પણ અહીં 'પૈસો' મેળવી છેવટના સ્ટેશન ઉપર આવવા આશા રાખશો નહિ. માટે અત્રે ત્હમારૂં દીર્ઘાયુષ્ય પલ્યોપમ અને સાગરોપમ વર્ષોનું (આ વર્ષોની સંખ્યા પરાર્ધોની પણ ઉપર જાય છે,) પૂર્ણ કરી ત્હમારા સ્વદેશ જવાની ઈચ્છા રાખવી. તે ઉત્તમ ઘર પ્રાપ્ત કર્યા પછી ત્યહાં વાસનાજન્ય નહિ પણ ભાવનામય જીંદગી ગાળી, પુષ્કળ કે જ્હેનો અંત નહિ તેવો અનન્ત 'પૈસો' એકઠો કરી આત્મચંદ્રની માફક મુક્તિપુરની ટીકીટ ખરીદ કરી ત્યહાં આવજો. જુઓ, આ બીના હું ત્હમોને કહું છું ત્યહાં તમારા ચ્હેરા ઉપર ખિન્નતા જણાય છે. પણ ત્હમો એકલાજ તેવી સ્થિતિમાં છો તેમ ન સમજવું. ત્હમારાથી પણ આગળ પ્રયાણ કરી 'દેવપુતાના' ના બંદરોમાં ઉતરનારા આ સર્વ ઉતારૂઓ (ફક્ત આત્મચંદ્ર સિવાય) ની સ્થિતિ ત્હમારા જેવીજ છે. તેઓએ વધારે પૈસા ખર્ચેલ હોવાથી ત્હમારાથી અધિકું

સુખ અધિક વખત ભોગવી શકશે. પણ છેવટે ત્હેમને પણ મ્હેં ત્હમોને જણાવ્યા મુજબ કર્યા વગર મુક્તિપુર મળી શકશે નહિ. આ અને હવે પછી આવનાર 'દેવપુતાના' એ સર્વ સ્થલ સુખનાં ધામ છે, કલ્યાણનાં ધામ નથી. કલ્યાણનું ધામ એક આપણું ઘર (મૃત્યુલોક) છે. મુક્તિપુર મેળવનાના અભિલાષી ઉતારૂઓ કેપ્ટનનું શ્રવણ અંતઃકરણમાં જડી, કેપ્ટનને મળી બંદરે ઉતર્યા. અને સાથે લાવેલા ભલામણપત્રો મુજબ પોતપોતાને સ્થળે ગયા.

તુરતજ સ્ટીમર ત્યહાંથી ઉપડી 'દેવપુતાના' તરફ વળી અને હમેશની પોતાની ગતિથી પ્રયાણ કરવા લાગી. અવકાશનો સમય જોઇ કેપ્ટને દરેક પેસેન્જરને એકઠા કરી, હવે સ્ટીમર કયાં કયાં બંદરો કરશે તે વિગેરેની સમજ આપવા શરૂ કર્યુંઃ—

પ્રિય બાન્ધવો ! હવે ત્હમો મ્હારી સાથે થોડા સમય જ રહેવાના છો. અહીંથી આ સ્ટીમર 'દેવપૂતાના'ના દરિયામાં દાખલ થઇ ચુકી છે. હવે આ સ્થળો દેવાંશી હોવાથી, રાત્રીનું નામજ નહિ જુઓ. દૈવી પ્રકાશ કાયમને માટે ચાલુ રહે છે, માટે રાત્રીની રાહ જોતા નહિ. આ દેવપુતાના, લગભગ મ્હોટી દુનીયા છે. ત્હેના ત્રણ ખંડ કરેલા છે. પ્હેલા ખંડનું નામ 'દેવલોક' છે, બીજાનું નામ 'ગ્રીવેક' છે અને ત્રીજા ખંડનું નામ 'અનુત્તર વિમાન' છે. પ્હેલા ખંડના

બાર વિભાગ પાડેલા છે. પ્હેલા વિભાગને પ્હેલું દેવલોક અથવા 'સુધર્મ દેવલોક' કહેવાય છે. બીજા વિભાગને બીજું અને બારમા વિભાગને બારમું દેવલોક કહેવાય છે. આ દેવલોક ખંડમાં સુખની સીમા નથી, પણ બહુલતાની અપેક્ષાએ પ્હેલા કરતાં બીજામાં એમ અનુક્રમે બારમામાં જનાર મુસાફરને અધિકું. સુખ અધિક વખત સુધી મળે છે. અને લાંબા કાળ સુધી તે સુખરાશીના ભોકતા રહી શકે છે. ત્હમો જે કામ કાયિક ઉદ્યોગથી કરી શકો છો, તે કામ અત્રેના વતનીઓ મનેચ્છાથી કરી શકે છે. તેમ દરેક બાબતમાં તે ત્હમારાથી ચ્હડતી સ્થિતિ ભોગવે છે. ફક્ત એકજ બાબતમાં તે મનુષ્યવર્ગથી ઉતરતા છે, કે જે બાબત ઘણી મહત્વની છે. આ મહત્વની વસ્તુ આગળ 'દેવપૂતાના'ના તમામ વતનીઓની સુખ સામગ્રીની કિમત સામટી એકઠી કરતાં પણ મનુષ્ય ગણને મળેલી મહત્વની બક્ષીસ, 'નિર્જરા—કલ્યાણ' ઉપાર્જન કરવાની શક્તિ આગળ કુછ બિસાતમાં નથી. અને આ બક્ષીસની ગેરહાજરીને લીધેજ આંહીના વતનીઓ મુક્તિપુર નજદીકજ છતાં જઇ શકતા નથી; જ્યહારે મનુષ્યગણ ઇચ્છે તો જઇ શકે. એટલે તે અપેક્ષાએ તેઓ દેવતાના કરતાં પણ ઉત્તમ વર્ગના કહી શકાય. 'જ્યોતિષિપુર' ના રહીશો કરતાં 'દેવપૂતાના' ના વતનીઓને વાસના થોડી અને ભાવના વધારે હોય છે. પણ

માત્ર દેવપુતાનાનેજ માટે જો કહું તો પ્હેલા ખંડમાં ઉત્પન્ન થનાર વધારે વાસનાવાળા હોય છે, બીજા ખંડવાળાને ઘણે ભાગે થોડી વાસના અને વધારે ભાવના હોય છે અને છેલ્લા ખંડમાં ઉત્પન્ન થનારને કિંચિત્ વાસના અને વિશેષે ભાવના હોય છે.

આ સ્થળની માહિતી મેળવી, સર્વ પોતપોતાની તૈયારી કરવા ઉઠતા હતા, તેવામાં એક ઉતારૂએ કૅપ્ટનને પ્રશ્ન કર્યો કે, હવે અમે તમામ ત્હમારાથી વિખુટા પડીશું, તો અમોને અમારા સાથી ઉતારૂઓ જેઓ થોડા રોજ પહેલાં 'જુવાનીના ઉપસાગર'ના તોફાનને વખતે આપણાથી જૂદા પડયા હતા ત્હેનું શું થયું ત્હેના જો કાંઈ ખબર ત્હમારા એજન્ટ તરફથી મળ્યા હોય તો કહો. કૅપ્ટને કહ્યું કે, મ્હને માર્કોનીગ્રામ (જ્ઞાનબળ) થી ખબર મળ્યા છે કે તે કમનશીબ ઉતારૂઓ, ત્હેમને આપણે ખાસ સલાહ આપી અટકાવ્યા છતાં પણ નબળા મનને વશ થઈને ગયા, અને જતાંની સાથ ખરાબ સંગતિમાં પડ્યા, ત્હેને લીધેજ પાપના પુંજ એકઠા કરી અધો ગતિને પામ્યા છે, મહા વ્યાધિ ભોગવે છે. હું ધારૂં છે કે તેઓની વ્યાધિનું વર્ણન કરવા આ સ્થાન નહિ હોવાથી તેઓ તરફ દયાની નજરથી જ જોવું પુરતું છે.

---



( ૭ )

# બંદરપર પગ મૂકતાંજ આત્મચંદ્ર જ્યોતિમાં જ્યોતિ રૂપ બની ગયો!



વાર્ત્તાલાપ ચાલે છે એવામાં પેસેન્જરોની દ્રષ્ટિ દૂર દેખાતા કિનારા તરફ ગઈ, કે જ્યહાં કદી ન જોવામાં આવેલી મનોહરતા જોઇ. રત્ન—જ્યોતિના પ્રકાશથી આખો કિનારો ઝળહળતો હતો. અશાશ્વત વસ્તુના અભ્યાસીઓને શાશ્વત વસ્તુનાં દૂરથી દર્શન થતાં આશ્ચર્યની ઉર્મીઓ છુટતી હતી. આખો સમુદ્ર અને ત્હેની આસપાસનો પ્રદેશ સુગંધથી મ્હેકી રહ્યો હતો; ઉતારૂઓ કે જેઓ મુક્તિપુરના સુખથી ખરેખર બીનવાકેફગાર હતા, તેઓ તો આ રચના અને હવે પછી આ સ્થળેથી મળવાનું સુખ, આ વિચારથી અને દર્શનથી દિગ્મૂઢ બની ગયા. એટલામાં સ્ટીમર 'દેવપુ-

તા'ના પ્હેલા ખંડ દેવલોકના પ્હેલા વિભાગના બંદરમાં દાખલ થઇ. ત્હાં ઉતરનાર ઉતારૂઓ બાકીના મુસાફરો તેમજ કૅપ્ટન અને આત્મચંદ્રને મળી, ભેટી, કિનારે ઉતરવા લાગ્યા. કૅપ્ટન વિવેકચંદ્ર તેમજ આત્મચંદ્રે ઉતરતા ઉતારૂઓને સધ્યારો આપતા જણાવ્યું કે, ત્હમો એક ધર્મનિષ્ટ રાજાના પ્રદેશમાં જાઓ છો. આ પ્રદેશનો રાજા જહેનું નામ શ્રી શકલેન્દ્ર છે, તે શ્રી વીતરાગ ભાષિત ધર્મના પરમ આસ્તિક સેવક છે. અમારી સાથે પણ તે ધર્મસ્નેહ સારો રાખે છે માટે ત્હેમને અમારા જયજીનેન્દ્ર કહેશો; અને અમો ત્હમોને ભલામણ કરીએ છીએ કે, તે એકાવતારી છે, તો ત્હેને પગલે ચાલી ત્હેનું અનુકરણ કરશો; અહીંની ફરજ પુરી કરી, જ્યહારે મુક્તિપુર જવાના મુળ સ્ટેશને પાછો ફરે, ત્યહારે હમો પણત્હેની સાથે પાછા ફરજો. અને તે પોતાનું આત્મબળ, જે માફક ફોરવી મુક્તિપુર આવવા જેટલો 'પસો' એકઠો કરે તેટલો ત્હમો પણ એકઠો કરી જરૂર ત્હેની સાથે એકજ સ્ટીમરમાં મોક્ષ નગરી આવજો.

ઉતારૂઓ પૈકી જે અહીં ઉતરનાર હતા તેઓ આ ઉપદેશ શિરમાન્ય કરી બંદરે ઉતરી પોતપોતાના સ્થળપર ગયા. આ પ્રમાણે સ્ટીમર 'દેવપુતાના' પ્હેલા ખંડના બાર વિભાગનાં બંદરો 'ટચ' કરી બીજા ખંડના નવ વિભાગમાં દાખલ થઇ. પ્હેલા ખંડ કરતાં આ ખંડમાં શોભા, ભવ્યતા,

અને સુખસામગ્રી અતિ અધિક હતી. ફક્ત આ ખંડમાં વસ્તી પ્હેલા ખંડ કરતાં કમી હતી અને એ તો સ્વાભાવિક નિયમ છે કે ઉતરતી વસ્તુને મુકાબલે ચ્હડતી વસ્તુઓ થોડી હોય છે; તેમ વાસનામય જીવન કરતાં ભાવનામય જીવન થોડા હોયજ. આ બંદરે ઉતારૂઓ જેઓ ઉતરનાર હતા તે-ઓને ઉતારી સ્ટીમર 'તારક' નવ બંદર કરી બીજા ખંડમાં દાખલ થઇ અને ત્હેના પાંચ વિભાગ અનુત્તર વિમાનનાં બંદરો કર્યાં. આ ખંડની સુખસંપત્તિ, ભવ્યતા, મનોહરતા અને દિવ્યતા બીજા ખંડ કરતાં પણ અવર્ણનીય હતી. બીજા ખંડ કરતાં જેમ વસ્તી કમી હતી તેમ શા-ન્તિ વધારે હતી. આ ખંડનો પાંચમો વિભાગ જહેનું નામ 'સર્વાર્થ સિદ્ધ વિમાન, છે ત્ચ્હાં સ્ટિમર ફરતી ફરતી આવી, બાકીના ઉતારૂઓને ઊતાર્યા. આ બંદરનું જેવું નામ છે તેવાજ ખરેખરા ત્હેના ગુણ છે. સર્વ અર્થ અહિંજ સિદ્ધ થાય છે. અહિં આવતા દરેક મુસાફર એકાવતારી–અલ્પ સં-સારી હોય છે. કિંચિત્ વાસના રહી જવાથીજ સિદ્ધનગર જતાં અહીં અટકી જાય છે. બાકી અહીંના વતનીઓને 'મોક્ષના મોતી' તરીકે ગણવામાં આવે છે. આખા 'દેવપુ-તાના'ના પ્રદેશમાં આ વિમાનમાં વસ્તા દેવગણ ઉત્તમોત્તમ ગણાય છે. અહીં સ્ટીમરમાં રહેલા બાકીના જે જુજ ઉતા-રૂઓ હતા તે ઉતરી ગયા. બાકીના કૅપ્ટન વિવેકચંદ્ર અને

આત્મચંદ્ર આ જંગી સ્ટીમરમાં રહ્યા. સ્ટીમરને હવે લાંબો પંથ કાપવાનો હતો નહિ. ફક્ત બાર યોજન દુર મુક્તિપુર જહેનું અપર નામ સિદ્ધ નગર છે તે આવેલું છે; એટલે સ્ટીમર તે તરફ વળી અને પંથ ઘણો ટુંકો હોવાથી સત્વર બંદર 'ટચ' કર્યું. આ બંદરનો પ્રદેશ પીસતાલીસ લાખ યોજન લાંબો પ્હોળો છે અને આ પ્રદેશની મનોહરતા અનુપમ છે. એવો એક પણ પ્રદેશ આ ત્રણ લોકમાં નથી કે જહેની સાથે આ નગરનો મુકાબલો થાય. આ પ્રદેશની ઉજ્જવલતા પાસે અંક રત્ન, રૂપાનો પટ, ક્ષિર સાગરનાં પાણી, અને મ્હોટી કિમતના મોતીની સામટી ઉજ્જવળતા એકઠી કરીએ તોપણ તે નિર્માલ્ય લાગે છે. આ પ્રદેશના વતનીઓને સિદ્ધભગવંતના નામથી ઓળખવામાં આવે છે. આ મ્હોટા પ્રદેશના છેલ્લા ભાગમાં આ ભગવંતો વસે છે, પરમ જ્યોતિ રૂપે પ્રકાશે છે. અહીં આવનાર અવર્ણે, અગંધે, અસ્પર્શીય, અમૂર્તિ, અવિનાશી હોય છે. તેઓને ભૂખ નહિ, દુઃખ નહિ, શોક નહિ, રોગ નહિ, જન્મ નહિ, જરા નહિ, મૃત્યુ નહિ, કર્મ નહિ, કાયા નહિ, અનન્ત અનન્ત સુખની લ્હેરમાં રહે છે. આનન્દ, દિવ્યઆનન્દનો પુર ટેસ્ટ લે છે, અલખશાન્તિ ભોગવે છે. આ સુખ આનન્દની ઉપમા ખુદ સર્વજ્ઞ ભગવાન, આ ત્રિભુવનમાં એવી કોઇ વસ્તુ નહિ હોવાથી આપી શકયા નથી, તો

હું કેવળ અલ્પજ્ઞ, મ્હારી નિર્માલ્ય કલમથી આ દિવ્ય આનન્દનું શું વર્ણન કરી શકું ? એટલે ટુંકામાંજ પતાવું છું કે આ સૃષ્ટિમાં એવું એક પણ પ્રાણિયું નથી કે આવો આનંદ એક પળ પણ અનુભવતું હોય. આવો આનંદ પામવા વિવેકચંદ્ર તેમજ આત્મચંદ્ર જ્ઞાનસહ ક્રિયારૂપ 'પૈસા' થી અને અધ્યાત્મ 'બળ' થી કેવળ ભાવનામય જીંદગી પસાર કરી કેવળજ્ઞાન અને કેવળદર્શન ઉપાર્જન કરી ફતેહમંદ થયા. સ્ટીમર 'તારક' કે જે 'યથા નામા તથા ગુણા' રૂપ હતી તે આ સિદ્ધનગરના બંદર ઉપર આવી લાગી. ગર્ભપુરી નગરીથી યાત્રાએ નીકળેલા આત્મચંદ્ર તેમજ કૅપ્ટન વિવેકચંદ્ર બેઉ જણા જેવા કિનારા પર પગ મૂકે છે તેવા જ—

**प्रकाशीत परम ज्योतिमां ज्योति रूप थइ गया !**



# ઉપસંહાર.

'મોક્ષપુરી'ની ટીકીટ લઇ 'ગર્ભપુરી'થી ઉપડેલા આત્મચંદ્રની દિવ્ય યાત્રા અહીં પુરી થાય છે. S. S. 'તારક' અને S. S. 'હિંસક' બન્નેની દિશાજ જુદી હોવાથી એ બન્નેના પેસેન્જરોનો ફરીથી મેલાપ કરાવવા લેખક અશક્ત છે, પણ યાત્રા શરૂ કરતી વખતે જે માતાપિતાએ આત્મ-ચંદ્રને 'સુખરૂપ મુસાફરી કરી વહેલા વહેલા ઘેર પધારવા' કહ્યું હતું તે માતાપિતાનો મેળાપ કરાવવા વાચકો ઇચ્છે એ બનવા જોગ છે. પરંતુ આ બંદરે પહોંચનારાઓ બંદરના પ્રકાશમાં પ્રકાશરૂપ મળીજ જાય છે એટલે પછી પાછા ફ-રવાનું તો ક્યહાંજ રહ્યું ? વળી સર્વ સુખ–સર્વ આનંદના સાગરરૂપ પોતે બની જવાથી મુલાકાતનું સુખ મેળવવાની ઇચ્છા ત્હેમનામાં હોવાનોજ સંભવ કેવો ?

# વાંચવા યોગ્ય પુસ્તકો.

**મધુમક્ષિકા** ( સાંસારિક—ધાર્મિક વિષયો પર પત્રો )—રૂ. ૦ા.

**સતી દમયંતી અને તેની વાતમાંથી લેવાની શિખામણો**—( ઉપદેશના ભંડાર ૩૫ વાર્ત્તા )—આવૃત્તિ ૨ જી; સરકારી કેળવણી ખાતાએ મંજુર કરી છે; રવીવર્માએ ચીતરેલા દમયંતીના સુંદર ચિત્ર સાથે. મૂલ્ય ૦–૬–૦ (કાચું પુઠું ); ૦–૮–૦( પાકું પુંઠું ) દરેક કન્યા અને દરેક માતાએ અવશ્ય વાંચવા યોગ્ય આ પુસ્તક છે.

**હિતશિક્ષા**—સુખી અને ધર્મિષ્ટ જીંદગી ગુજારવાનો ઉપદેશ. રૂ. ૦ા.

**ધર્મ તત્વ સંગ્રહ**—ક્ષમા–નમ્રતા–જ્ઞાન–બ્રહ્મચર્ય આદિ ૧૦ વિધિ ધર્મનો ઉપદેશ ૦—૮—૦.

**નમીરાજ**—( તત્વજ્ઞાનનું નૅાવેલ )—રસ તેમજ આત્મજ્ઞાન બન્ને માટે પહેલા નંબરનું પુસ્તક; મૂલ્ય ૦—૮—૦.

**દીવ્ય યાત્રા**—આત્માની મુસાફરી. ૦—૪—૦.

**સુખનો ગુપ્ત ભેદ**—સુખ–દુઃખ શું છે, તેનો ગુપ્ત ભેદ શું છે એ વગેરે જણાવીને એ ભેદનો પડદો ચીરી નાખવાની રીત બતાવી છે. ( છપાય છે. ) ૦–૧૦–૦.

**સુદર્શન**—( નૅાવેલ )—( છપાય છે ) ૦—૧૦—૦

☛ જૈનતત્વપ્રકાશ રૂ. ૫—૦—૦, બારવ્રત ૦–૨–૦, ધર્મનો દરવાજો ૦—૪—૦, મોરબી કૅાન્ફરન્સ હેવાલ ૦–૬–૦, તથા બીજાં પણ પુસ્તકો નીચેને શિરનામે મળે છે.

**'જૈન સમાચાર' ઑફીસ**—પાંચકુવા–**મુ. અમદાવાદ.**